



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ
અંક ૩૧, ઑક્ટોબર ૧૯૭૨
એક રૂપિયો
જન્મભૂમિ પ્રકાશન

## યાચના ☐ ઝવેરચંદ મેઘાણી

મોરલા હો! મુંને થોડી ઘડી
તારો આપ અપાઢીલો કંઠ:
ખોવાયેલી વાદળીને હું
છેલ્લી વાર સાદ પાડી લઉં

ઇન્દ્રધનુ! તારા રંગ-ધોધોમાંથી
એક માગું લીલું બુન્દ:
સાંભરતાંને આંકવા કાજે
પીંછી મારી બોળવા દેજે!

મેઘમાલા! તારા લાખ તારોમાંથી
ખેંચવા દે એક તાર:
બેસાડીને સૂર બાકીના
પાછી સોંપી દેશ હું વીણા.

ઘોર સિંધુ! તારા વીંજણાનું નાનું
આપજે એક કલ્લોલ:
હૈયું એક નિંદવિહોણું —
ભાલે એને વાયરો ઢોળું.

રાતરાણી! તારા ઝાકઝમાળાનું
મારે નથી કાંઈ કામ:
ગાઢ અંધકાર-પછેડા
ઓઢાડી દે ઊંઘનો વેળા.

## એક પ્રશ્નગીત □ રમેશ પારેખ

દરિયામાં હોય એને મોતી કહેવાય છે, તો આંખોમાં હોય તેને શું?
અમે પૂછ્યું: લે બોલ, હવે તું...

પંખીવછોઈ કોઈ એકલી જગ્યાને તમે માળો કહેશો કે બખોલ?
જોવાતી હોય કોઈ આવ્યાની વાટ ત્યારે ભણકારા વાગે કે ઢોલ?
બોલો સુજાણ, ઊગ્યું મારામાં ઝાડવું કે ઝાડવામાં ઊગી છું હું?
અમે પૂછ્યું: લે બોલ, હવે તું...

ઊંચી ઘોડી ને એનો ઊંચો અસવાર: એના મારગ મોટા કે કોલ મોટા?
દરિયા તરવાની હોડ માંડે તો દરિયાનું પાણી જીતે કે પરપોટા?
સૂરજ ન હોય તેવી રીતે ઝિલાય છે એ તડકાઓ હોય છે કે લૂ?
અમે પૂછ્યું: લે બોલ, હવે તું...

## ઘાયલ □ જયન્ત પાઠક

તે દિવસે
ગોડસેએ છોડેલી પેલી ત્રણ ગોળીઓ
મારી છાતીમાં પેસી ગઈ છે;
ઊંડે છુપાઈને બેસી ગઈ છે–
(સત્ય ઘાયલ છે
અહિંસા ઘાયલ છે
પ્રેમ ઘાયલ છે)
હવે ઊંઘતો હોઉં છું ત્યારે
ઓચિંતી એકાદ ખટકે છે
દુખાવો ઊપડે છે
જાગી જવાય છે
ને
વેદનાની એ જાગૃતિમાં
પ્રાર્થનાસ્થળે (મારી છાતીમાં)
ફરી ફરી ગાંધી ઘવાય છે.

## વેરાન □ જયન્ત પાઠક

બાર વરસને અંતે જોયું ગામ
–એને નવું પડ્યું છે નામ!–
આંગણામાં ઊભેલો વગડો
ઊગમણી પા ટેકરીઓની સોડે
પાછે પગલે દોડે;
દોડે સાથે કલરવમાળા,
સૂરજના અંધારા સાથે પડછાયા પગપાળા;
ધુંગામાં સૂતાંતાં તે સૌ શિયાળ ક્યાં છે!
ક્યાં છે પેલા સાપલિસોટા ચટાપટાળા!
રાનબિલાડાના ડોળામાં ફરતાં તેજકૂંડાળાં ક્યાં છે!
રેતકાંકરા પાછળ મૂકી વહી ગયા રે વ્હેળા;
છંછેડેલા મધપૂડાની
        લાખ લાખ માખોના ક્યાં રે
        એ કોલાહલમેળા!
કઠિયારાની કુહાડીના ટચકા કાને પડે
કડડડ કરતા વૃક્ષ સામટાં પડે
ખરખર મારાં ખરી રહ્યાં છે પાન;
ખરખર ખરી રહ્યાં છે ગાન;
હર્યુંભર્યું (હું) રાન
        હવે વેરાન!

## પેરિસ □ પ્રિયકાન્ત મણિયાર

પેરિસ તો નથી જોયું
પણ હોઈ શકે તો હમણાંના મારા
અનુભવો જેવું હોય.
સીન નદીનાં નીર અત્યારે કેટલાં Sweet છે
તે તો નથી ચાખ્યાં
પરંતુ હોવાં જોઈએ તો હમણાંના ચાખેલા હોઠ જેવા હોવા જોઈએ.

હવે અમે ક્યાંય નથી
સીન નદીને કાંઠે સતત ફર્યા જ કરીએ છીએ
અમારું એકેએક સરનામું ખોટું
અમે ક્યાંય નથી, અમે ક્યાંય નથી
ભલે મારા બીજા પત્રો પાછા જાય
એ તો મારી સાથે છે
કોઈ ઓળખી શકે એવા અમે ક્યાંય નથી, ક્યાંય નથી
તો વળી એ પણ સાચું કે
જ્યારથી આ પેરિસમાં પેઠા
તે પ્હેલાં તો સાવ અજાણ્યા હતા
પણ પેરિસમાં તો સહુ બીજી જ ક્ષણે
એકબીજાને ઓળખે છે

ન્યૂ યૉર્કના આર્ટ મ્યુઝિયમમાં વર્ષો સુધી
ટીંગાયેલી મોના લિસા
નિગ્રો વૉચમેનની કાળી કરડાકી મૂછો જોઈ જોઈ કંટાળીને

હવે બહાર ફરવા નીકળી છે.

□ અરવિંદ ભટ્ટ

ગળથૂથી કેવી લાગે?
થોડીક બનાવી આપ,
મારે પીવી છે.

મા,
મેડા પરથી પારણું ઉતાર,
મારે ઘડીક ઝૂલવું છે.
ને લાવ દૂધની શીશી
ઘડીક ચૂસવી છે.

મારા પ્રથમ રૂદનને
કોઈએ કેમ ટેપ નથી કર્યું?
મારે તેને સાંભળવું છે.

મારા અગાપાકુને
કોઈએ કેમ નથી ઝડપ્યું
કૅમેરામાં?
મારે તેને જોવું છે પડદા પર
ફિલ્મની જેમ.

મારે ઘડીક ફરીથી ઊછરવું છે.

મારે મારા સ્મૃતિ-પટ પરથી
કેટલાંક કાળાં ધાબાં
હટાવવાં છે.

☐ કમલ વોરા

મને સ્પર્શ્યા વિના પસાર થઈ જતા દિવસોને
તું કોઈ અર્થ આપને, પ્રિય...
મારી ક્ષણેક્ષણમાં પ્રતીક્ષાય છે તું
પણ પ્રતીક્ષાને કોઈ સ્પર્શી શકતું નથી કદી
પ્રતીક્ષાને સિવાય પ્રતીક્ષા કોઈ સંદર્ભ હોતો નથી
આંખોમાં ઝાકળની ભીનાશ ભરીને
હું અપલક નીરખું છું
અભાવના આકાશને
અવાજ થવા ઇચ્છતા પડઘાની જેમ
વિખરાઈ જાય છે
મારી આંખોમાં પૂર્વ દિશા...
એકએક ક્ષણનું મૃત્યુ નિઃસહાય નીરખવાના
શાપથી મને મુક્ત કરી આપને, પ્રિય...
પ્રિય, હું સમયની નદીને કાંઠે ઊગેલ કોઈ વૃક્ષ જેવો છુ
નદીનું વહેણ વૃક્ષને તાણી જઈ શકતું નથી
ડાળ ના હોવાને કારણે
વેરછેરણ તડકો થઈ, તૂટી પડતા સૂર્યના
વેરણછેરણ તડકાને એકઠો કરી
તું
ફરી સૂર્ય રચી આપને, પ્રિય...

મને સ્પર્શ્યા વિના પસાર થઈ જતા દિવસોને
તું...........

શબ્દ □ મકરંદ દવે

કોઈ શબ્દ આવે આ રમતો રે
કોઈ શબ્દ આવે મનગમતો,
પહાડ મૌનના શિખર – શિખરથી
સૂરજ નમતો નમતો રે –
કોઈ શબ્દ આવે આ રમતો.

એક શબ્દ હૈયે ઝીલું ને
હોઠ કરી દઉં બંધ,
પાછું ઢાળી રહું અઢેલી
આ આકાશી કંધ;
શબ્દ ઊગે, હું શમતો રે –
કોઈ શબ્દ આવે આ રમતો

ઝાંખો ઝાંખો દિવસ બન્યો ને
પાંખી પાંખી રાત,
પગલે પગલે પડી રહી આ
બીજે બીજી ભાત,
ભાંગ્યા ભેદ ભરમ તો રે –
કોઈ શબ્દ આવે આ રમતો

પિંડ મહીં આકાર ધરે
પળ પળ ગુંજરતો પિંડ
માંસલ સાજ પરે આ કોની
આમી ટપકતી મીંડ!
શો સરસ સરસ રસ ઝમતો રે –
કોઈ શબ્દ આવે આ રમતો

પે...લા છેલ્લા ટેબલ પર □ પ્રબોધ જોષી

અહીં
ટેબલની વચ્ચોવચ્ચ પડેલા 'મેનુ' સિવાય મારી સામે કોઈ નહીં?
બબ્બે ગ્લાસ પાણી પી ગયો
પણ મારી તૃષા તો છીપી નહીં?

અગિયાર વાગશે તો મારે ઊઠવું પડશે.
કાલ સુધી ફર્યા કરીશ મારામાં.

કાલેય અક્ષરો વગરના સફેદ લિસ્સા કાગળ જેવું આ ટેબલ...
પણ કાલે કદાચ મારી મેલી થઈ ગયેલી ચાદર પર સૂતાં સૂતાં
સામે લટકાવેલું કૃષ્ણ-રાધાનું કૅલેન્ડર જોતો રહીશ...
જોતો રહીશ ...

અહીં થોડી થોડી વારે રેકર્ડ બદલાય છે
છતાં એકની એક રેકર્ડ વાગ્યા કરતી હોય એમ લાગે છે?

કાલે
ફરીથી આ ટેબલ મને શૂન્ય નજરે તાકી રહેશે
તો હું મોં છુપાવવા ક્યાં જઈશ?
પે ... લા છેલ્લા ટેબલ કને? ... ...
ફરીથી આ વેઈટર પાણીના બબ્બે ગ્લાસ મૂકી જશે ...
પણ હું બે કૉફી નહીં મંગાવી શકું.

આજે હું વહેલો ઘેર જઈશ.
પણ આ જ મારું ઘર છે એવું કોને કહી શકું?
'ઑર સા ...'બ'—એવું પૂછતા આ વેઈટરને?

અને હવે,
અગિયાર વાગે આ સરિયામ સડકો મને તાકી રહે,
હું બે ટેબલોની વચ્ચે ઢોળાઈ ગયેલી કૉફી જેવો ...

Ali c in wond:r land ☐ મેઘનાદ ભટ્ટ

"ગરીબને ગરજવાન બનાવી ગુલામ બનાવવાની"
હમ્ટી-ડમ્ટીની સુનેરી સલ્લાહ
'વન્ડરલૅન્ડ'માં ભૂલી પડેલી ઍલિસને ગળે ઊતરતી નથી–
એના ભાગ્યોદયના શિલાલેખ
કોઈ જોપીઓ વાંચે
અને ભવિષ્યમાં લખાનારી એની કવિતાનો લય અળપાઈ જાય તે પ્હેલા
વડલાની ડાળીથી જંગલની ધરતી પર
એણે એની આગવી કવિતાની થોડીક પંક્તિઓ લખી લીધી છે:
"ખરતા તારાને ભલે કોઈ આગિયા કહીને ઓળખે
વાદળ પાછળ છુપાઈ રહેલા અગ્નિના ગોળાને ભલે કોઈ–
–સૂરજ ન કહે
કિનારે ખડકેલા ખડકોના ઢગલાથી
"મધદરિયાના પ્હાડી મોજાંનું તોફાન કદી રોકાશે નહીં.
કલૈબની તાળીઓના તાલે નટરાજનું નર્તન કદી થશે નહીં."
–આ સમુદ્રની મસ્તી સૂરજની આગ કે ખરતા તારાના પ્રકાશના પ્રતાપમા
એની કવિતાની પંક્તિએ પંક્તિ જો એ ઝબકોળી શકે
તો
કોઈ પણ જોપી પાસે એની કવિતાના ભાગ્યલેખ વંચાવી
એની સ્વયંસ્ફૂરિત કવિતાના લયહિલ્લોળને
ઍલિસ કદી ઠીંગરાવા દેશે નહીં

□ નટવર જોશી

વાદળિયું આકાશ.
આકાશ જેવી અનરાધાર સૂનકાર વરસની સાંજ.
સાંજુકા સૂરજનો ઝળુંઝળુ ફરફરતો રૂપેરી તડકો.
તડકાની ઓથે આંગણાંની મુગ્ધ હરિયાળીની ફૂંકમાં
મહોરતા મોગરાની સફેદ સુગંધ,–
ખોલી નાખે છે
મારા શયનખંડની બારી.
તેમાં દેખાય છે
એક માત્ર પ્રશ્નાર્થચિહ્નનું પોર્ટ્રેટ
"તને કે સ્વપ્નોને? ... ... !!!"

હાઈકુ □ મુરલી ઠાકુર

અર્ધ ચંદ્ર ને
ઊજળાં ગંગા તેથી
ઊજળા શિવ

મોભ પડ્યો ને
ભીંતડાં ઊભાં એવા
જગના વાસ

તાણખલાંને
તરતાં જોઈ મૂંગા
તીરના પાણા

# શ્રીમદ્ ભગવદ્ગીતા

## અધ્યાય ૮ : અક્ષરબ્રહ્મયોગ

### અનુ.: મનસુખલાલ ઝવેરી

**અર્જુન બોલ્યો :**

તે બ્રહ્મ શું? શું અધ્યાત્મ? કર્મ શું, પુરુષોત્તમ?
અધિભૂત કહે કોને? કહેવાયે અધિદૈવ શું? ૧

અધિયજ્ઞ શરીરે આ કોણ? કેવા પ્રકારનો?
વશચિત્ત મનુષ્યોએ જાણવા કેમ આપને
મૃત્યુકાલે, જનાર્દન? ૨

**શ્રી ભગવાન બોલ્યા :**

તત્ત્વ જે અવિનાશી ને શ્રેષ્ઠ તે પાર્થ! બ્રહ્મ છે;
અને અધ્યાત્મ કહેવાયે સ્વભાવ વસ્તુમાત્રનો;
સૃષ્ટિક્રિયા કરે છે જે ઉત્પન્ન ભૂતમાત્રને,
કહેવાયે પાર્થ! કર્મ તે ૩

અધિભૂત કહ્યું પાર્થ! નાશવંત સ્વરૂપને,
અને પુરુષ કહેવાયે અધિદૈવત, ભારત!
અધિયજ્ઞ હું પોતે છું અહીં આ દેહને વિશે. ૪

અંતકાળે મહાબાહો! મને જ સ્મરતો, તજી
દેહ જે જાય તે મારા ભળી જતો સ્વરૂપમાં;
એમાં સંશય ના કરો. ૫

કે જે જે સ્મરતો રૂપ, તજે અંતે શરીરને
તેને તેને જ પામે છે મનુષ્ય; કેમ કે સદા
હોય છે ભાવના તેને કૌન્તેય! તે સ્વરૂપની. ૬

તો મને સર્વ કાળે તું સ્મર ને કર યુદ્ધ તું;
સમર્પી મન ને બુદ્ધિ મને તારાં, તું પામશે
મને નિ:શંક, અર્જુન! ૭

મહાવરાથી થયું છે જે સ્થિર ને ભમતું નથી
બીજે ક્યાંય મહાબાહો! એવા ચિત્તથી ચિંતન
કરતો માનવી પામે પરં દિવ્ય પુરુષને. ૮

અનાદિ, સર્વજ્ઞ, જગન્નિયંતા,
અણુથીયે સૂક્ષ્મ, અચિંત્ય જેનું
છે રૂપ, જે ધારણહાર સર્વનો,
તમિસ્રથી જે પર છે, અને છે
તેજસ્વી જે સૂર્યસમાન તેને,
પ્રયાણકાલે, મન નિશ્ચલેથી,
ભક્તિ અને યોગબળેથી યુક્ત થૈ,
બે ભ્રૂ વચ્ચે પ્રાણને સ્થાપી સમ્યક્,
સ્મરે મહાબાહુ! મનુષ્ય જેહ
તે પામતો દિવ્ય પરં પુરુષને. ૯–૧૦

જેને કહે 'અક્ષર' વેદવેત્તા,
જેમાં પ્રવેશે યતિઓ વીતરાગ,
જેને પાર્થ! પામવા ઇચ્છનારા
જનો કરે પાલન બ્રહ્મચર્યનું,
સંક્ષેપમાં એ પદ હું તને કહું. ૧૧

ઇંદ્રિયોરૂપી દ્વારો સૌ રોકીને, નિગ્રહી મન
હૃદયે, પ્રાણ પોતાના સ્થાપીને બ્રહ્મરંધ્રમાં,
જે મનુષ્ય, મહાબાહો! સ્થિર થૈ યોગધારણા
વિશે, એકાક્ષર બ્રહ્મ ॐ તણો કરતાં જપ
ને મને સ્મરતો પાર્થ! છોડીને દેહ જાય તે
ગતિ પરમ પામતો. ૧૨-૧૩

મને અનન્યચિત્તે જે સદાકાળ નિરંતર
સ્મરે, સુલભ છું તેવા નિત્યયુક્ત હું યોગીને.
નિત્ય જે યોગમાં સ્થિર ૧૪

સિદ્ધિ ઉત્કૃષ્ટ પામેલા મહાત્માઓ, પરંતપ!
આવી મારી કને, ધામ છે જેહ દુઃખનું અને
નથી શાશ્વત જે તેવો પુનર્જન્મ ન પામતા. ૧૫

બ્રહ્મલોક સુધીના જે લોક છે પાર્થ! ત્યાંથી યે
ક્યારેક તો અહીં પાછું આવવાનું જ હોય છે;
પુનર્જન્મ નથી હોતો, કિન્તુ પામ્યા પછી મને. ૧૬

જેઓ અર્જુન! જાણે છે કે હજાર મહાયુગ[1]
તણો દિવસ બ્રહ્માનો હોય છે એક; ને વળી
રાત્રિયે હોય છે એક એની યુગ હજારની,
દિન ને રાત્રિના તેઓ જાણે સાચા પ્રમાણને. ૧૭

અવ્યક્તમાંથી જન્મે છે વ્યક્ત પાર્થ! પદાર્થ સૌ
ઊગતાં દિન બ્રહ્માનો; ને રાત્રિ પડતાં બધા
વિલીન થઈ જાયે છે તે જ અવ્યક્તની મહીં. ૧૮

પ્રગટી પ્રગટી તે જ પ્રાણીઓનો સમૂહ આ
બ્રહ્માની પડતાં રાત્રિ, પરાધીન થઈ લય
પામે છે ને મહાબાહો! જન્મે છે ઊગતાં દિન. ૧૯

એ અવ્યક્ત થકી કિન્તુ પર બીજો સનાતન
અવ્યક્ત ભાવ છે, પાર્થ! નાશ જે પામતો નથી,
ભૂતો સર્વ મહાબાહો! વિનાશ પામવા છતાં. ૨૦

એહ અવ્યક્તને કહે છે પાર્થ! 'અક્ષર'; છે કહી
એને ગતિ પરા, જેને પામી પાછું ન આવવું
રહેતું અહીં કદી: તે છે ધામ પરમ માહરું. ૨૧

હે પાર્થ! સર્વ ભૂતો છે રહ્યાં જેને વિશે અને
વ્યાપ્ત છે સર્વ આ જેના વડે, પુરુષ એ પર;
થઈ પ્રાપ્ત શકે છે એ માત્ર ભક્તિ અનન્યથી. ૨૨

---

૧. મહાયુગ એટલે કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચાર યુગનો બનેલો એક યુગ. એવા એક હજાર મહાયુગ તે બ્રહ્માનો એક દિવસ; અને બીજા એક હજાર મહાયુગ તે બ્રહ્માની એક રાત્રિ.

જે કાલે મૃત્યુ પામે તો પુનર્જન્મ ન પામતા
યોગીઓ ભરતશ્રેષ્ઠ! ને પુનર્જન્મ પામતા
જે કાલે મૃત્યુ પામે તો, કાલ તે કહું તને. ૨૩

ઉત્તરાયણના પાર્થ! છ માસ, શુક્લ પક્ષ ને
સમો દિવસનો, અગ્નિ, જ્યોતિ : આમાં શરીરને
તજે તે બ્રહ્મવેત્તાઓ પામે છે પાર્થ! બ્રહ્મને. ૨૪

દક્ષિણાયનના પાર્થ! છ માસ, કૃષ્ણ પક્ષ ને
રાત્રિ ને ધૂમ : આમાં જે મૃત્યુ પામે, પરંતપ!
તે યોગી વળતો પાછો ચન્દ્રલોક સુધી જઈ. ૨૫

જગના શુક્લ ને કૃષ્ણ એ બે માર્ગ મનાય છે
પાર્થ! શાશ્વત; એમાંના એક માર્ગે જતાં, અહીં
આવવાનું ફરી પાછું નથી થાતું, ધનંજય!
બીજે માર્ગે જતાં, પાછું પડે છે અહીં આવવું. ૨૬

માર્ગો આ જાણતો યોગી મોહમૂઢ થતો નથી
કદાપિ, તો સદાકાળ પાર્થ! થા યોગયુક્ત તું. ૨૭

આ સર્વને જાણી યથાર્થ, યોગી
વેદો વિશે, યજ્ઞ વિશે, તપોમાં
ને દાનમાં પુણ્યફળો કહ્યાં છે
તે સર્વની પાર જઈ, પરંતપ!
સર્વોચ્ચ ને શ્રેષ્ઠ પદે વિરાજતો. ૨૮

**અક્ષરબ્રહ્મયોગ નામે આઠમો અધ્યાય પૂરો**

## પ્રિયનું નામ ☐ પન્ના નાયક

શું કરું?
શું કરવું સમજાયું નહીં એટલે
ગણું ગણું ને ભૂલી જાઉં
એવું કામ કર્યા કર્યું.
પૂનમની રાતે (આમાસે તો સ્હેલા!) આંખ મીચકારતા
તારા ગણ્યા.
પારિજાતની ખુલ્લી-અર્ધખુલ્લી
કળીઓ ગણી.
બારી બહાર ટપ ટપ ટપકતા
વર્ષાના ફોરા ગણ્યા.
ઘડિયાળના કાંટા ખસે એ ક્ષણ
પકડવા પ્રયત્ન કર્યો.
મિનિટમાં મારી આંખો
કેટલી વાર પલકારે છે
એની અરીસામાં ગણતરી કરી.
પણ કશું બદલાયું નહીં.

અચાનક
મારી લાલ પેનથી
પ્રિયનું નામ લખ્યું
એક વાર નહીં
સો વાર
એણે જ ચૂમેલી આ હથેળી પર –
ને
ક્ષણભર માટે
મારી એકલતા
એકાએક અદૃશ્ય થઈ ગઈ.

## પેલું □ સુન્દરમ્

એક ચૂંટી લઈ આવો પેલું–
પેલું ત્યાંનું તરણું,

આ પ્યાલામાં ભરી લાવો ને
પેલું રુમઝુમ ઝરણું.

ઓ પેલો ડુંગર છે એને–
આ જરા ઝોળીમાં લાવો,

ને પેલી વાદળીઓ સૌને
આ આંખે જરા સમાવો.

ઓ ઊંચાં ઊંચાં ગગનો છે,
એને લાવી દિયો મુજ ગોદે,

ને નીચી આ ધરની એને
ઢાંકી દિયો મુજ મોદે.

હવે રહ્યું શું બાકી, તમે ને
હું નવરા ને શાણા,

ચાલો, થોડા પાગલ થઈને
રમીએ ખ્હાણા ખ્હાણા.

## ન અંત □ શ્રી અરવિંદ □ અનુ૦: સુન્દરમ્

અંત માંહે કાળના, અવસાદમાં અવકાશના
શું રહેશે જીવતું?
એક સમયે જીવતાં'તાં જે હૃદય,
સૌન્દર્ય ને હા મોહિની કો વદનની?

ના, આ સુરક્ષિત તો હશે તે પરમ પ્રભુના હૃદયમાં,
માનવ થયેલો દેવ હા,
વિશ્વ-આત્માઓ વિશાળા,
કોઈનો નહિ અંત, સઘળું માત્ર તો પ્રારંભ છે.

## આવંત તું □ શ્રી અરવિંદ □ અનુ૦: સુન્દરમ્

કો ઉષા આછી વિષે,
સાંઝ કો ઝાંખી વિષે,
જ્યોતિ કેરી પલ્લવી શો,
સ્વપ્ન શો આનંદના
આવંત તું મારી સમીપે નિકટતર હા નિકટતર.

# – ને ફરી □ બંસી મહેતા

ઠેર ઠેર ગંધાતા કચરાના જામતા ઢગલા.
એની બદબૂને ડામવા મથતા સ્પ્રેયર્સ.
નિરર્થક.
આસ્ફાલ્ટની નગ્નતાને અલીતર્લી ઢાંકતા કચરા.
સડકોને ધમધમતી રાખતી બસોનો વિરામ.
ભદ્રવર્ગી રોટરી કલબોએ યોજેલ લૉરીયાત્રા.
સવારે ને સાંજે સ્ટેશને હરાયાં ઢોરની જેમ ઊમટતા લક્ષલક્ષ કીડાઓ.
પીડિત અને બીમારોને હૉસ્પિટલનો જાકારો.
– જાણે કહેતી: "જાઓ, મરો અમારી મદદ વિના."
સાઠમારીમાં છતી થતી સાર્વત્રિક નપુંસકતા.
હાશ! કેટલી બધી પ્રામાણિકતા પ્રાપ્ત થઈ મુંબઈને!

પણ –
કેટલી ટકશે એ?
હમણાં જ જાણે
ભાપણોનો ફાટશે સામુદાયિક રાફડો.
ને ફરી પાછી પંગુતા: ખડખડ બસોમાં હડહડ યાત્રીઓ,
ફરી પાછી પેલી સાફ થવા મથતી સડકો,
અને મૃત્યુઘંટની દોરી ખેંચવાનો પ્રયત્ન કરતી નિર્જીવ હૉસ્પિટલો.
ને ફરી સજીવન થશે
કોઈ અવ્યક્ત હીબકાની
નિરાશ્રુતા.

## જાહેર રસ્તા પર હાર્ટ-એટેક ☐ વિપિન પરીખ

માનવીને એક જીવનમાં કેટલાયે શ્વાસ ...
પણ ક્યારેક
એક એક શ્વાસ માટે કેટલો બધો પરિશ્રમ?

આ સિગ્નલની લાઈટ લાલ જ કેમ?
અને આ થાંભલાની જેમ ઊભેલા માણસો
ખસતા કેમ નથી?
Stupid, Dogs...
Oh God, forgive them...
કોઈ જુએ છે મને?
ન જોતું હોય તો સારું!
બધી આંખો બહાવરી કેમ છે?
Taxi ... થોડીક માનવતા —
But what does he care?
ના, મારે ઘરે જલ્દી પહોંચવું જોઈએ.
કોઈ મને ઊંચકીને મારા બિછાનામાં જ સૂવી દે!
પણ પ્રભુ, મારું ઘર કેટલું દૂર છે?
કોણ હશે ઘરે?
એકએક પળ હવાને શોધે છે.
થોડીક મોકળાશ...
મકાનનો દાદરો અજગરની જેમ
મારો ભરડો લેશે?

હું કોનો ટેકો લઈને ઉપર જઈશ?

## ઈશ્વર ઉવાચ □ દિનેશ દલાલ

તું નાનો હતો
ત્યારથી તો મને યાદ કરતો આવ્યો છે.

કેમ ભૂલી ગયો !

પરીક્ષાના સમયે
ને પરિણામના દિવસે
તું 'મૂકમ્ કરોતિ' દસ દસ વાર છાનોમાનો બોલી જતો.

એલિફન્ટાની પિકનીકેથી પાછા ફરતાં
ડગમગતી લૉન્ચમાં તો
તું રામધૂન મનોમન મચાવતો હતો.

દરેક ઈન્ટરવ્યુ વખતે
તું મને અચૂક પ્રણામ કરીને જતો.

પહેલા પગારમાંથી આણેલા પેંડાનો સ્વાદ
મેં તો ચાખ્યો નથી,
પણ હા -
તારે ત્યાં પહેલવહેલી બેબી આવેલી
તોયે તેં રણછોડરાયના મંદિરમાં પારણાં કરાવેલાં
એ હું ભૂલ્યો પણ નથી.

ક્લાર્કમાંથી સુપરિન્ટેન્ડન્ટ થયો ત્યારે
કથા સાથે ભજન પણ કરાવ્યાં'તાં.

પાકિસ્તાન સાથેના યુદ્ધ વખતે
તું સહકુટુંબ પ્રાર્થના પણ કરતો.

તારા દીકરાને ત્યાં દીકરો આવ્યો ત્યારે
તમે તિરુપતિની યાત્રાએ પણ ગયેલાં.

બાંગ્લાદેશના હત્યાકાંડ વખતે તો
તેં મને ઊંઘણશી કહી નવાજ્યો'તો.

અને હવે તો તું હાલતા-ચાલતા, ચાલતા-હાલતા
દીનાનાથ... દીનાનાથ... કહેતાં થાકતો પણ નથી

હજી,
ક્યાં લગી મને કનડયા કરીશ
-મારા પરમ ભક્ત ?

## હવે.... □ ભગવતીકુમાર શર્મા

હવે...મન વગર પણ મળાતું નથી;
બરફની વરાળે બળાતું નથી.

તમારાં ચરણચિહ્નની કેડીઓ
આમસ્તું હવે નીકળાતું નથી.

સમય સાથ આગળ ઢસરડાઉં છું;
વીતેલી પળોમાં વળાતું નથી.

ચણાઈ છે દીવાલ પાછળ અને
મને કોઈ આગળ કળાતું નથી.

હજી હોઠ પર સૂરની તાજગી;
ફક્ત કંઈ મને સાંભળાતું નથી.

હું છેદાઈ ચાલ્યો બધી બાજુથી;
હવે 'હું'થી 'હું'માં ભળાતું નથી.

સદા ઠીબ ખાલી રહી ઝૂલતી;
શ્વસનનું કબૂતર પળાતું નથી.

અહીં જ્યોત પથ્થરથી કોરેલ છે,
અને મીણથી પીગળાતું નથી.

## અહીં ક્યાંથી? ☐ રમેશ જાની

અહીં ક્યાંથી આવ્યું
મારું ગોકળિયું ગામ?
નકરા સિમેન્ટ કેરા રાજમાર્ગ પરે
ગગડાટ વહી જતાં વાહનોની ભીડ મહીં
ઓચિંતાનું ખખડી તે ક્યાંથી ઊઠ્યું
ડુંગરા જેવડાં ખડ - કડબ ને ઘાસ તણા
પૂળાઓથી ધકેલાતું ગાડું અવિરામ.
પાદરની સાંકડી ને પથરાળી
નેળ મહીં સૂમસામ?
અહીં ક્યાંથી આવ્યું
મારું ગોકળિયું ગામ?
અડધી નિંદરે –
અધઊઘડેલ મારી પાંપણ-ભીંતરે
ઝબકી ગયેલ કોઈ પંખી તણા પાંખ-સબકારે
સુણ્યા આણુ-સુણ્યા એના ગીત-ભણકારે
એકાએક ક્યાંથી પેલી
આંબલાની ઘેઘૂર ઘટાઓ
સામસામી
ટહુકે કલ્લોલી ઊઠી
અહીં અભિરામ?
અહીં ક્યાંથી આવ્યું
મારું ગોકળિયું ગામ?
અહીં,
તોતિંગ મકાન કેરા
પથ્થરીઆ કૂંડે
ધીમું ધીમું મરકતા
ફૂલછોડ પાને
લહેરાઈ સીમ આખી
ભીના નીલ વાને!
અહીં આમલી - પિપળી
પણે બોરડી - પિલુડી
અને પેલી મેર –
કરેણની ટોળી
ઊભી લાજકડી ઓઢી
એનાં રાતડાં ગવન!
અરે –
આ તો મારી રે ધરતી
આ તો મારું રે ગગન!
અહીં કોઈ રે અજાણ્યું નહીં
કોઈ રે પરાયું નહીં જન!
અહીં કોઈનું ન રહ્યું જુદું ધામ
–જુદું નામ!

અહીં ક્યાંથી આવ્યું
મારું ગોકળિયું ગામ?

હવે....

હવે...મન
બરફની
તમારાં
આમસ્તું
સમય :
વીતેલી
ચણાઈ
મને ક
હજી હે
ફક્ત ક
હું છેદ
હવે 'હુ
સદા દં
શ્વસન
અહીં
અને

## પ્રશ્નાર્થનું કાવ્ય □ ભાનુપ્રસાદ પંડ્યા

બીજી બધીય વાત મૂકો, મિત્રો!
કબૂલ કરો કે હજી આપણને
રમતાંય નથી આવડતું!
રમત...?
આપણા શૈશવનું 'શતદલ પદ્મ'.
સરોવરમાં નહિ, ધૂળમાં ખીલેલું,
હાસ્ય - ટીખળમાં વીણેલું ...
આંકડા ભીડેલી હથેળીમાં
એને ખીચોખીચ ઝીલેલું...
(હા, થતા ઘડીક ઈટ્ટા-કિટ્ટા
પણ તરત જ પાછા બિટ્ટા!)
આપણે રમત જ ભૂલી ગયા છીએ.
ઊડી ગઈ ક્યાં પેલી ધૂળની સુગંધ?
આસપાસ ક્યાંથી આ ધુમાડાની ગંધ?
ગેંદ અને ગોળીને હોય શો સંબંધ?
નદીના વ્હેણમાંની ધિંગામસ્તી
ગઈ અને મેદાન પર
નદી વ્હેતી થઈ, દોસ્તો?
શું આપણે ફરીથી કદીય
'ઘર ઘર' ને 'ખેડૂત ખેડૂત'
નહિ રમી શકીએ?

પ્રિય ભાઈશ્રી,

તમારા સદ્‌ભાવ માટે ઘણો આભારી છું. 'કવિતા'-૭૮માંથી ઉત્તમ કાવ્યની પસંદગી મને વિકટ લાગી નથી. શ્રી રમેશ પારેખકૃત 'લાખા સરખી વારતા'ને હું ઉત્તમ અને પુરસ્કારને પાત્ર ઠરાવું છું, એમાં સૌ સહૃદયોનો મને ટેકો મળી રહેશે એમાં મને શંકા નથી. એ કાવ્યમાં આકાર લેતો અતીત અને આદિ અને અંતમાં થતું વર્તમાન જોડેનું એનું અનુસંધાન: સતૃષ્ણ(wistful) કલ્પનાનો એમાંનો રમ્ય ચગાવ અને વિલાસ: લાખા વણઝારા જોડે કવિએ એ કલ્પના વિહારમાં સાધેલી તદ્રૂપતાની રોમેન્ટિક અનુભૂતિ: રોમેન્ટિક દિવાસ્વપ્ન શી એ અનુભૂતિ સાથે વર્તમાનની એને ડુબાડી ન દેતી, ઊલટાની એનો કેફ઼ ઘેરો બનાવતી લકીરો: શબ્દ અને સપ્રાણ કલ્પનાના બળે એમાં આલેખાતાં પ્રાકૃતિક+જાનપદિક પશ્ચાદભૂ અને પોઠનાં સજીવ ચિત્રો: એમાંની આંતર કર્ણેન્દ્રિયને સંતૃપ્તિકર આનંદ આપતી વિવિધ લયોની છાકમછોળ: એમાંના 'હકૂળક', 'ઘંટડીનાં પોયણાં', 'અનરાધાર વાયરો, 'અનરાધાર ઓરતા', 'મીંઢળબંધ છાતીયું', 'મોડબંધ વેણુ', 'મનઢાળાં', 'બાપો બાપો', 'ખમ્મા ખમ્મા', 'દોમ દોમ', 'હાથપગધડનો ત્રિભેટો' જેવા શબ્દપ્રયોગોમાં વરતાતી બલવંતી તાજગી: એમાંનાં 'પદમણી' અને 'સમળી'નાં પ્રતીક: 'કે લીલો ... દીવડા થાય' એ બાજરીના મોલનું સાક્ષાતકારક કાવ્યપૂર્ણ વર્ણન તથા સમળી સાથેના લાખાના અસમાન જુદ્ધનું ને તેના અન્તનું ચારણી કડખેદ અને મરશિયા-ગાયકને શરમાવે એવું નાદવૈભવનું નિરૂપણ: અન્તનું સ્વપ્નવિલોપન કે સ્મૃતિવિલોપન અને 'આ તો વણઝારુનો ભાર, એને કેમ ઉતારું કાંધથી?' જેવા નવો લયોન્મેષ દાખવતા સોરઠામાંનું તથા તે પછીના 'પદમણી'-ને થતા સંબોધનમાંનું સકરુણ વર્તમાન—ચિત્ર આ બધું આ કાવ્યકૃતિના આસ્વાદને એક સ્મરણીય આનંદાનુભવ બનાવી રહે છે. કવિને મારો હાર્દિક ધન્યવાદ (ગુજરાતી અર્થમાં) પહોંચાડશો.

તમને અને 'કવિતા' ને કુશળતા ઇચ્છતો,

સ્નેહ૦

અનંતરાય રાવળ

## એક પંખી □ નલિન રાવળ

એક પંખી
ચાંચમાં તડકો ઉપાડી
આંગણે આવી ઉઘાડી બારીમાં બેઠું
ઊડી હળવેકથી પાંપણ ઉપર ઝૂલ્યું
નમાવી ડોક વેગે આંખના આકાશમાં ઊડી
બધે ફેલાયેલાં ફૂલો ભરેલા વન મહીં ઊતરી
સૂતેલી
પાંદડી જેવી પરીના ગાલ પર તડકો ધીરેથી પાથરી
તાજા ખીલેલા સૂર્યને ટહુકાર પર તોળી
નરી તેજે તબકતી પાંખ ફફડાવી
ગહન અવકાશમાં અવકાશ થઈ
ઊડી ગયું.
અવકાશ ]

## વાસ્તવિકતા □ સુરેશ બારિયા

રેતીના કળણમાં ફસાયેલા વહાણને
કાઢયા વિના છૂટકો નથી,
એમ કહું તો તને મારો દંભ દેખાય.
પણ મેં તારી પરવા ક્યારે કરી છે?
કબૂતરની પાંખ કાપો
તો એ ઊડી શકવાનું નથી.
એની આસપાસ રેતી પાથરી દો
તો એ દરિયો થવાનું નથી.
આ સત્ય મને સમજાયું ત્યારથી જ
મેં આકાશ સામે મીટ માંડવાનું
ત્યજી દીધું.



વિપિન પરીખ

## મારા નામને દરવાજે ☐ લાભશંકર ઠાકર

હવે હું
એક કાળી છોકરીના કર્ણમૂલમાં
ક્વચિત્ પેલા પતંગિયાને
કંપતું જોઉં છું ત્યારે
મને કશુંક થાય છે.
'હું તને ચાહું છું'
એમ કહેવાથી
કશુંક અનિષ્ઠ થશે
એવી મને આંતર-પ્રતીતિ છે.
હું જાણું છું કે
પતંગિયાને કાચની પારદર્શક બરણીમાં
પૂરી દેવાથી એ મરી જાય.
અને તેમ છતાં
કોઈ વિવશ પળોમાં
હું એવું કરી બેઠો.
ત્યારથી
પવનના વેગોમાં
એક મરેલું પતંગિયું
આકાશમાં તર્યા કરે છે.

## એક આંસુમાં ☐ ચંદ્રકાંત શેઠ

એક આંસુમાં ડૂબતો ચાલ્યો :
એક આંસુમાં દુનિયા મ્હાલ્યો :

એક આંસુમાં કેટલા ડૂબ્યા સૂર !
કેટલાં એમાં ઘૂઘવે પ્રલયપૂર !
વરસી ચૂક્યા વાદળનો મહીં ભાર મેં ભાળ્યો ...

કજળ્યા દિવસ-રાતનો એમાં ધૂમ !
પાંખ વિનાનાં શમણાં તરે સૂમ !
ઊજડેલા કોઈ આભનો એમાં ટુકડો ન્યાળ્યો...

વાટ વિનાની પગલીનો પછડાટ,
આંખ વિનાના તેજનો શો તલસાટ !
કોઈ ખરેલી વીજળી એમાં ઊડતી ઝાળો...

કેટલા ખર્યા-તારલાની મહીં ચીસ !
નિઃશ્વાસોની કેટલી ભારે ભીંસ !
એક આંસુમાં કેટલા ખડક, કેટલી આડ-દીવાલો ?

'પવન રૂપેરી' ]

## દુઃખનું સુખ ☐ હસમુખ પાઠક

ખૂબ ઊંડું જાય જ્યારે દુઃખ,
કોણ જાણે થાય કેવું સુખ-
કે ખોવાઈ જાય.

શાથી થયું ? કોણે કર્યું ? શી ભૂલ ?
પૂછતાં પામો નહિ, થઈ જાય ડૂલ–
કે આશ્ચર્ય થાય !

તે છતાં ક્યારેક સ્વપ્ને, કોઈ રાતે
ક્યાંક રસ્તામાં, હરખની કોઈ વાતે
એ પકડાઈ જાય.

અસ્તિત્વની વચ્ચે ફરકતું, રોમેરોમે
એ પ્રગટતું એક પલમાં એટલા જોમે-
કે રોવાઈ જાય.

ખૂબ ઊંડું જાય જ્યારે દુઃખ
કોણ જાણે થાય એવું સુખ-
કે ધોવાઈ જાય.

'સાયુજ્ય' ]

## શ્રી કૃષ્ણશાસ્ત્રીને ☐ રઘુવીર ચૌધરી

(તેલુગુ કવિ : કૅન્સરના ઑપરેશનમાં જેમનો અવાજ ગયો.)

સાગરમાં ડૂબી ગયેલા
મંદિરની ઘંટડીઓ વાગતી
હું સાંભળું છું.

ઊંડે ઊતરી ગયેલો તમારો અવાજ
ઊપસી આવે છે મારી નીરવતામાં.
મરીનાનાં મોજાંનું શ્વેત સ્મિત
હવે સચવાશે અંતર્મુખ છીપમાં.

મોતી અને મારી વચ્ચે
ભલે રહ્યો જલભર્યો અંધકાર.
મેં અનુભવ્યો છે એ આંખોમાં
આખા આકાશનો ઉજાસ.
એ ગભીર શૈશવ,
એ તરલ વાત્સલ્ય,
આણજાણને સાંકળતું એ અસ્તિત્વ.
સંગત છે સાગરતીરે
હિમગિરિના શિખરનું મૌન.

મરીનામાં એક બીજું મંદિર
ડૂબી જશે ત્યારેય
હું જાણું છું કે
તરશે એનું સંગીત.

'તમસા' ]

## અમને તડકો આપો ☐ સુરેશ દલાલ

કાળા કાળા અંધકારની સડકો પાડે સાદ
અમને તડકો આપો;
અમે કાચબા જેવા અમને સસલાં આવે યાદ
અમને તડકો આપો!

તડકો ઝાડ પાન પર ચળકે
તડકો મોતી જેવું મલકે
તડકો તરનો રહે ઊમળકે
તમે અમારી અડખેપડખે પછી નથી ફરિયાદ;
અમને તડકો આપો !

તડકો વ્હાલો વ્હાલો લાગે,
જળમાં ખીલ્યો સુંવાળો લાગે
તડકો સાંજ સરે ને ભાગે.
સૂરજમુખીને હૈયે ગુંજે એક જ અનહદ નાદ:
અમને તડકો આપો !

## જગદીશ જોષી

નાનકડી શેરીને છેલકડી પહેરાવો એવી આ ડેલી એક લાગશે.
અણિયાળી મોજડીમાં ચમકયો સૂરજ એમાં પાલવ સફાળો મારો જાગશે

લ્હેરિયાતા સાફાનું છોગું છકેલ,
મારી ભીની ભીની પાંપણમાં મરકે:
પોતીકા થડકાર ભૂલીને દલડું તો
રોઝડીના ડાબલા શું ફરકે.
ગરકેલો મોર મારો પીંછાના માંડવડે
એકાદો ટ્હૌકો તો તો માગશે!

આંખોમાં આમતેમ પારેવાં ઊડે
ને કમખામાં દીવડાની જ્યોત:
હુક્કાની જેમ મને પી જાજો વા'લમા!
કે હું જ કરું મારી ગોતાગોત.
તારા આવતાંની સાથે અહીં કોણે જાણ્યું કે
મારું આયખું પરાયું થઈ ભાગશે!

## કવિતા □ મંગળ રાઠોડ

બારી બંધ કરવા જતાં
		અનામિકા ચીસ પાડી ઊઠી.
કબૂતરની આંખ જેવડા
	ઊપસી આવેલા લાલ ટશિયાને
	હું જોઈ રહ્યો!
પળભર,
પછી તેના પર નિર્મમપણે
અંગૂઠો દાબી દીધો.
એ રીતે મેં કોઈકનું ખૂન કર્યું છે –
		એમ સૌ કોઈ કહે છે!
વકીલો સામસામા
	ગોલ્ફના મેદાનમાં
દલીલો કરી રહ્યાં છે!
કેસ લંબાયે જ જાય છે...
			અને હું –
વર્ષોથી,
પ્રતીક્ષા કરી રહ્યો છું ચુકાદાની.
મત્યુ –
	એ કદાચ મારી છેલ્લી કવિતા હશે!

## કવિ □ મંગળ રાઠોડ

જોઉં છું ફૂલદાની...
	કોઈ ન જુએ એમ –
તોડું છું એક પાંદડી
ચાવું છું શબ્દોને
અને –
થૂંકી નાખું છું તમને.
તે છે મારી આ કવિતા!
જેને –
	લખતાં લખતાં
અધવચ્ચે જ
ખૂટી ગઈ શાહી...

## તારા ચરણોમાં.... ☐ હરીન્દ્ર દવે

તારાં ચરણોમાં જેમ રામકૃષ્ણ બેઠા'તા
એમ કહે ક્યારે બેસાડશે,
હોલાની ઘૂ-ઘૂના કિલ્લામાં કેદ, મને
ત્યાંથી મા, ક્યારે છોડાવશે !

ગંગાના ખોળે જે નૌકા ઊભી છે
એને અડકું ત્યાં કાગળ થૈ જાય,
એવું બને કે આભ હોય ઘણું પાછળ
ને શ્વાસ મારા આગળ થૈ જાય:
બાળકની જેમ મુક્ત રડવાના, હસવાના
દિવસો મા, ક્યારે ઉગાડશે

તું જો કહે તો હવે અધરસ્તે
બાઉલના દર્દીલા ગીત જેમ જાગું,
પહાડ જેમ પીગળી હું ચાલું, ને
હિમકણના પથ્થરની જેમ જરા વાગું;
કોડીની જેવી કોરી આંખોમાં
દર્શનનું ઘેઘુર કો ઘેન કદી આંજશે ?

☐ રાજેન્દ્રસિંહ રાયજાદા

બધાંની જેમ જ

હું પણ મરી જઈશ.

એમાં કશું ય નવું નહીં લાગે.

સ્મશાનમાં

ભડ ભડ બળતી ચિતામાં

રાખ થઈ જશે મારા દેહની.

રાખ!

ધોળી ફૂલ રાખ.

છતાં

આંબાડાળેથી મેં

ખરી પડેલા ટહુકાને ઉપાડી લે

મારા અંતરના લીંપેલા ગોખમાં

મૂક્યો હતો સાચવી ને.

તમે સૂંઘી જોજો મારી રાખને;

તમને તેમાં

આંબાની મંજરીની વાસ આવશે.

નારંગીદ્વીપ પર ☐ માઓ ત્સે-તુંગ ☐ અનુ. ચન્દ્રકાન્ત બક્ષી

અફાટ અવકાશમાં ગરુડ ફેલાઈ ગયું

માછલીઓ છીછરા પાણીમાં ભેગી થઈ ગઈ

ધુમ્મસ આકાશ નીચે જીવનનાં બહુરૂપી સ્વરૂપો

સ્વાતંત્ર્યની દિશામાં ફાટતાં રહ્યાં

મેં એક એકાકી ટાવરનું ઢાંકણું ખોલ્યું

અને પૂછ્યું:

આ વિરાટ ગ્રહ પર

ચરાચરનું તકદીર કોણ નક્કી કરી રહ્યું છે?

## હું, શહેર, પત્ર અને.... □ વીરેન મહેતા

કમલ,
પગલાં અને પૈડાંઓની ગર્દીમાં ખોવાયેલા રસ્તાઓ
ને ક્ષણોની હથેળીમાં ફૂદરડી ફરતું-ચક્કરાતું
આપણું આ શહેર.
તો મારો અક્ષરી ચહેરો મોકલું તને -
ખબર તો કઈ રીતે મળું ?
લાગણીઓનું વિશ્વ અચાનક
મેઝીક સ્લેટ જેવું કેમ બની જતું હશે ?
હું હવે
પવનના સ્પર્શનો હિલ્લોળ ભૂલી ગયેલ
નળનાં ગુલામ પાણી જેવી ઇચ્છાઓ લઈ
સૂત્ર વડે ગણાતા ગણિતના દાખલા જેવા દિવસરાતમા
સતત ભીંસાયા કરું છું.
અરીસામાં જોતી વખતે પણ
આંખોમાં પ્રતિબિંબાય છે ઘડિયાળના કાંટાઓ
(ને પછી હું લોલક...)
હજી ક્યારેક
જમ્બોને જોવા ઊંચી થતી નજર
આકાશ સાથે અથડાઈ જાય છે
ત્યારે ભીતરમાં એક ચીસ ઊઠે છે પણ
અવાજના પર્યાય સમું આ શહેર
મારા કાન સુધી એ ચીસ પહોંચવા દેતું નથી.
એટલે જ લાગે છે, કમલ, કે
શહેરની પરિભાષામાં સુખી હોવાનો મને શાપ મળ્યો છે.

## ન્યૂ યૉર્ક – એક હરણ □ પ્રિયકાન્ત મણિયાર

સ્નેહાળ શકુન્તલાને ય સાચવવું ભારે પડી જાય
એવું ઠેક ઠેક કરતું એક રમ્યતમ હરણ
સમગ્ર વનમાં અદ્વિતીય
આકાશમાં અનુપમ
ત્વચાના આવેષ્ટનમાં પ્રગટ થતી કુમાશમાં
તબકતી ઝીણી ઝીણી ટીપકી–
–ની છટાથી
વહેતી હવાને ય હરણું બનાવી દે છે
એમ સમજીને વાયુને જ કાયા મળી
ને હરણ દોડવા માંડ્યું.

એની એટલી ગતિ, એટલી ગતિ
પૃથ્વી તો પાર કરી
આકાશે ય ઓછું પડે છે – આ જુઓને ચંદ્રમાંય
એના પગલાં પડ્યાં –
પરિણામે અતિ ગતિથી આખો વનનો વિસ્તાર સોના જ છે

એકલું રૂડુંરૂપાળું – રમ્યતમ્ હરણ
ગતિશ્રેષ્ઠ હરણ
કોઈ એને રોકી શકે તેમ નથી
ઊભું રહેતા તો એને આવડતું જ નથી
ઠેક ઠેક – ચારે દિશાએ એની ગતિ ગાજી રહી છે
શી તારુણ્યની તાકાત
દોડતાં દોડતાં દોડતાં પાતળા પગોમાં જાણે કોઈએ
અનંત શક્તિ સીંચી હોય – પગમાં જાણે સુરંગ ફોડી હોય–
– એનો અવાજ તો છેક વિયેટનામથી આવે છે –

સમયની ક્ષણિક્ષણનો વિસ્તાર
વનના કણેકણનો વિસ્તાર–લીલાંછમ બોર્ડોમાં સ્પીડ લખી છે ત્યાં
પાર કરે છે એટલી પ્રબલ ગતિથી કે

એના વાંકડિયાળ શિંગમાં પ્રગટી ઊઠે છે પાવકની જ્વાળાઓ
અદ્‌ભુત અગ્નિની શિખાઓ –
એવા એ પ્રદીપ્ત અગ્નિની શિખાઓનાં શિંગડાની
હવે તો લાગી ગઈ ઝાળ
કોરાં કોરાં વન-વિસ્તારમાં
પાવક પ્રજ્વળી ઊઠ્યો છે
હરણને ગતિનો ચાક ચડ્યો છે
ચારેકોર ફેલાઈ ગયું છે શિખાઓનું સુવર્ણ,
અગ્નિનું કાન્તાર ધગધગનું
એક બચી ગયો છે સમય
થોડી વારે એ હોલવાય છે ત્યારે
નવ કોઈ અવશેષ – એકલ
ધીરેધીરે હાંફતું હાંફતું હરણ ... હજી ચાલે છે
હવે પણ એના પગલાં રાખમાં પડે છે.

## મેઘપંચક □ કાલિદાસ □ અનુવાદ : હરિવલ્લભ ભાયાણી

કોઈ એક યક્ષ...
પોતાના કર્તવ્યે ચૂક્યો,
સ્વામી કેરા શાપે થયો વર્ષ એક મહિમાવંચિત
(કાન્તા કેરા વિરહે તો વિશેષ વ્યથિત)
આવી વસ્યો રામગિરિ-આશ્રમ-પ્રદેશે
વૃક્ષ જ્યાંનાં છાયાઘન
જળ જ્યાંનાં સીતાસ્નાને પતિતપાવન

•

પ્રિયાવિજોગી પ્રેમી એ
કેમે કરી ગિરિ પરે કેટલાક માસ રહ્યો ગાળી
(સોના-કડાં સરી જતાં કૃશ કાંડાં ખાલી)..
ને એકદા શું તેણે
આષાઢને પ્હેલ્લે દિને
દર્શનીય દીઠો મેઘ
આલિંગતો ગિરિશૃંગ-
વપ્રક્રીડા-મસ્ત જાણે હોય ના માતંગ!

•

આગમને જેના બને કેતકી સપુષ્પ
એવા મેઘની સમક્ષ
યક્ષરાજ-અનુચર ઊભો કેમે કરી સ્થિર:
આંસુરૂંધ્યા કંઠે ચિંતવતો રહ્યો ચિર...
(દેખી મેઘ સુખીની યે ચિત્તવૃત્તિ ચળે-
તેની શી રે! વાત
જેનું પ્રિયજન દૂર દેશે
કંઠાશ્લેષ-પ્યાસે ટળવળે!)

•

ને શ્રાવણ સમીપ જવ,
મેઘ સાથે પાઠવીને કુશળ-સંદેશ તવ

નિજ દયિતાને દેવા જીવ-આલંબન,
કુટજનાં તાજાં ફૂલે મેઘનું પૂજન કરી
પ્રેમી તેને કહે પ્રેમે સ્વાગતવચન.



(ધૂમ, જ્યોતિ, જળ, વાનુ દળ ક્યાં વાદળ?
ક્યાં સંદેશા-અર્થ ?—
જેને વ્હેવાને સમર્થ પ્રાણી ઇંદ્રિયચપળ.
કિંતુ વીસરી વિવેક ઉત્કંઠાને વશ યક્ષ મેઘ કને યાચે—
કામાર્ત હૈયાં બિચારાં
અચેતન—ચેતનનો ભેદ કશો પ્રીછે!)

## ઑપરેશન □ પન્ના નાયક

કોણ જાણે કેમ
મહોરતી નથી
મારા મનની વસંત
હશે સ્વયંસ્ફુરિત
પાંગરવું વસંતનું?

ઑપરેશન નાજુક હતું.
ઊંડો કાપ મુકાયો
અથાગ લોહી વહી ગયું
ભલા ડૉકટરે ત્વચા સીવી લીધી
ને કહ્યું કે
ઘા રુઝાઈ જશે
ને ઘા રુઝાઈ (પણ) ગયા.

પણ વસંત મહોરતી નથી ક્યારેય

## દિવાસ્વપ્ન ☐ વિપિન પરીખ

એક દિવસ
એક લક્ષાધિપતિ આવી મને કહેશે:
"તું મારો જ પુત્ર છે
મારી સઘળી ધનસંપત્તિ તારી જ છે."
હું ના કહીશ.
કહીશ: "જેને હું શોધું છું તે તમે નહીં."

એક દિવસ
લજ્જાથી ઢળેલાં નયને કોઈ મને કહેશે:
"શમણાંમાં પણ મારી જોડે જ
સંતાકૂકડી રમે છે તે તમે જ છો.
આવો, મારા બાહુમાં તમને સમાવી લઉં."
છતાં
હું છટકી જઈશ.
કહીશ: "જેને હું શોધું છું તે તું નહીં."

એક દિવસ
નગરને ઝાંપેથી ઝૂલતો ઝૂલતો હાથી
મને શોધી કાઢશે.
દુંદુભિના શોરથી આકાશ ભરી દઈ
લોકો કહેશે: "આ જ આ જ
આ જ છે આપણા રાજાધિરાજ."
હું એ ટોળામાંથી

મને પણ ખબર ન પડે એમ ઓગળી જઈશ.
એક સવારે
વિઠોબા એની ઈંટ પરથી ઊતરી
મારા પર હાથ મૂકશે.
કહેશે: "આંખો ખોલ, ક્યાં હતો આજ સુધી? –
હું તને જ શોધતો હતો."
હું જાગીશ.
જાણે કે
હું જ મને ફંફોળતો ફંફોળતો બહાર આવ્યો.
અને જોઉં છું
તો મારા ખાલી ગજવામાં હાથ ભરાઈ ગયો છે.
કોઈના વાળની લટને રમાડવા માટે
મારા ટેરવાં તલસી રહ્યાં છે.
મારી આસપાસ
કોઈ કરતાં કોઈ નથી.
અને દેવના ગોખલા વિનાના ઘરમા
સાંજ
રણ થઈને સળગે છે.

વૃક્ષોનાં પાંદડાં પરથી ઊડી
મારી કવિતાનો શબ્દ થઈ વહેતો
કલરવ
રહેશે મારી કવિતામાં આવતી કાલે?
રસ્તાને ઓગાળી છાયાની બિછાત પાથરતા
વૃક્ષને તોડી,
મજૂરોએ નવા મકાનનો પાયો નાખ્યો
ત્યારે મને એકાએક વિચાર આવ્યો
મારી કવિતાને રાતી તરબોળ કરતી
ગુલમ્હોરની ડાળને
નહીં ઊગવા દે ડામરની સડકો.
લીલાશ ઓઢીને પોઢેલા ખેતર પર
ગોઠવાતી જાય છે કારખાનાની ઈંટો
તો
ક્યાંથી ઘૂઘવશે મારા ગીતના લયમાં
ઊછળતો લીલો દરિયો?
ઋતુઓના કાયાપલટ કરી નાખતાં યંત્રો
મારી કલમ સુધી નહીં પહોંચવા દે
પ્રિયતમાની આંગળી જેવો
હવાનો કોમળ - કોમળ સ્પર્શ.
મારી નસનસમાં ઠાંસી ઠાંસીને ભરાઈ રહેલી
યાંત્રિકતા
હૃદયને કરી મૂકશે શહેરની સડક જેવું કઠણ
પછી, હું કવિતા લખતો હોઈશ?

## ઊઘડતાં જઈએ □ મકરંદ દવે

ઊઘડતાં જઈએ સવારે સવારે
જેની પાંખડીનો આવે ન પાર.

કેટલાયે જુગથી ઊગે સવાર,
અહીં ઊઘડે હજારી ગલગોટો.
એક એક પાંખડીમાં પાંગરે જનમ
એવા ક્યાંયે જનમનો ન જોટો.
સામે તો કાળની સદાયે બહાર —

કાળ તણો કોટવાળ એને બાંધે છે,
અહીં બાંધે જે વરસોની ગાઠ,
ઊજળાં મેદાન કેવાં આભે! ને આપણી તો
આંખે આ અંધારી કાંટ,
ખોટી થયા તે અહીં એટલા ખુવાર —

વીતી સવાર તણા રૂપરંગ વીણવાને
સૂરજનો રથ કદી થોભે?
આપણી જ આંખોમાં ઊરે છે ધૂળ
એક ધૂળઢળી પાંખડીને લોભે,
ઊગમણી વાડીએથી આવે ગુંજાર —
ઊઘડતાં જઈએ સવારે સવાર.

સલામ, પપ્પા સલામ □ મમતા કાલીઆ □ અનુવાદ: મેઘનાદ ભટ્ટ

કોને દરકાર છે તમારી, પપ્પા?
તમારા વિશુદ્ધ વિચારો, શુદ્ધ શબ્દો, ચોકખા મઝાના દાંત
–કોને પડી છે એની?
કોને થવું છે તમારી જેમ દેવદૂત?
કોને જોઈએ છે એ બધું?
તમે એક નિષ્ફળ માનવી છો, પપ્પા.
આવી મોટી સૃષ્ટિમાં એકાદ સુખ-સૌભાગ તમે મેળવી ન શક્યા
તમે તો પપ્પા હમેશ સીમિત સ્વપ્નાની સૃષ્ટિમાં રહ્યા કર્યું છે
પપ્પા, થોડી વધુ હિંમત જો હોત તમારામાં
તો એક જ ધડાકે એંસી હજાર ઘડિયાળોની દાણચોરી કરી નાખી
–હોત તમે

અને તો હું સગર્વ કહેત: "જાણો છો, મારા પિતા તો
આયાત-નિકાસના મોટા વેપારી છે."
તમારી દીકરી થવાનું ગૌરવ પણ માણ્યું હોત મેં
પણ, તમારે તો એક મહાન આત્મા થવું હતું
–એક આદર્શનીય વ્યક્તિ!
જ્યારે કશું ય કરવાનું સૂઝતું નથી તમને
ત્યારે તમે પ્રાર્થના કરો છો.
નકામા કલાકો મંદિરમાં વ્યતીત કરો છો.
તમે તો એવી ઇચ્છા રાખો છો કે હું તમારા જેવી મહાન થાઉં
યા રાણી લક્ષ્મીબાઈ જેવી.
મહાનતા શું છે એ કદાચ તમે જાણતા પણ નથી.
અને છતાં હું મહાન થાઉં એવી તમારી અપેક્ષા છે!
તમારી મહાનતા તમને મુબારક, સાથે એક 'સલામ' પપ્પા!
અને રાણી લક્ષ્મીબાઈની એને– બે 'સલામ' સાથે.
હમણાં હમણાં તમને સ્થાનભ્રષ્ટ કરવાનો હું સતત વિચાર કરું છું.
તમે અને તમારી આ પવિત્રતા કશું ય ના ખપે મને.
તમને હવે હું "હિસાબ ખાતાના નાનેરા મદદનીશ શ્રી કપુર" કહું તો?
તમે અને હું દરેક રીતે લગભગ સમાંતર રેખાની વૈકલ્પિક ધરા ઉપર
જીવીએ છીએ.

હું પ્રેમના બંધનમાં પડી છું એમ તમને વ્હેમ છે.
પણ, એ પૂછવાનીય ક્યાં છે તમારામાં હિંમત?
મારા 'પ્રણયસંકેતો' મારા નાભિપ્રદેશ પર દેખાવા માંડે
અને હું ગર્ભપાત કરાવવાની ના પાડું તો?
ના, ના. હું પૂરતી કાળજી રાખીશ! પપ્પા.
નહીં તો તમે તરત જ આત્મહત્યાનો વિચાર કરો એ હું જાણું છું.

બરફ ☐ માઓ ત્સે-તુંગ ☐ અનુ.: ચંદ્રકાન્ત બક્ષી

ઉત્તરનું બધું જ સૌંદર્ય
એક હજાર લિ*ની હિમસપાટીઓ નીચે ઢંકાઈ ગયું છે.
અને દસ હજાર લિના ચકરાતા હિમપાતની નીચે.

મહાન દીવાલની બન્ને તરફ જુઓ –
માત્ર એક વિરાટ આતંક રહી ગયો છે.
પીળી નદીના ઉપલા અને નીચલા ભાગોમાં
તમે હવે પાણી જોઈ શકતા નથી.

પર્વતરેખાઓ નાચતા રૂપેરી સર્પો છે
મેદાની ડુંગર ચમકતા હાથીઓ છે
મારી ઈચ્છા છે આપણી ઊંચાઈને આકાશ સાથે માપવાની

સ્વચ્છ ઋતુમાં
પૃથ્વી બહુ ખૂબસૂરત લાગે છે
સફેદ વસ્ત્રો પહેરેલી, લાલ ચહેરાવાળી છોકરી જેવી,
આ નદીઓ અને પહાડોનો નિખાર છે
જેને કારણે અનગિનત યોદ્ધાઓ મુકાબલો કરે છે એકબીજાનો

સમ્રાટો – શિહ હૂઆંગ અને વુ ટિ – સંસ્કૃત ન હતા
સમ્રાટો – તાઈ ત્સુંગ અને તાઈ ત્સુ – માં ફિલિંગ ન હતી
ચંગેઝ ખાનને માત્ર ધનુષ્ય ખેંચતાં આવડતું હતું, ગરુડો તરફ...
એ બધા જ ભૂતકાળની સંપત્તિ છે –
ફક્ત આજે જ ફિલિંગવાળા માણસો છે.

---

* લિ = જમીન માપવાનું ચીની ધોરણ

## પરપોટો પાણીમાં મૂંઝાય, હો ખલાસી.... □ રમેશ પારેખ

પરપોટો પાણીમાં મૂંઝાય હો ખલાસી ...
પાણીમાં મૂંઝાય હો રે
પાણીમાં મૂંઝાય હો રે
પાણીમાંથી કેમ કરી અળગાં થવાય ...

પાણીથી બંધાયું એનું પોત, હો ખલાસી
અને પાણીમાંથી છપાયું એનું નામ
સામું ગામ પરપોટા સોંસરું દેખાય
અને પરપોટો ભૂલ્યો આવી આમ
અરે, પાણીમાં રહેવાં ને પાણીમાં ન રહેવાય – પરપોટો૦

પાણીમાં દેખાય આખું આભ, હો ખલાસી
એમાં કેમ કરી ઊડવા જવાય
પાંગળા તરાપા અને હોડીયુંય પાંગળી
કે પાણીમાં તો એય બૂડે, ભાઈ ...
અરે, પરપોટો કેવો રે નોધારો ફૂટી જાય – પરપોટો૦

ડુંગરડા □ સુન્દરમ્

આ ડુંગરડા,
આ ધણનાં ધણ થઈ હરતાંફરતાં
બેઠા બે ઘડી આંહીં,
નીલ ગગનના છત્રતળે ને હરિત ધરાની ગોદે,
મુજ મન ભમતું દિશ દિશ કેવું હમણાં અહો પ્રમોદે.
આ ડુંગરડા.

આજ ક્ષિતિજ સૌ ખુલ્લી બેઠી,
ક્યાંય ન વાદળછાયા,
નગ્ન સૂર્યના તડકા નીચે
આસન સર્વ બિછાયાં,
આ ડુંગરડા જોઉં જોઉં ને
પુલકે મુજ મન-કાયા. આ ડુંગરડા.

એક એક આ ડુંગર, એને
રોમ રોમ હરિયાળી,
અંગ અંગ ઝમતાં પાણીની
ગુપ્ત બની સરવાણી,
કેવળ મૌન ગગનની વાણી,
રંગો તણી ઉજાણી. આ ડુંગરડા.

કો નહિ પંખી ગગન ઘૂમતાં,
કોઈ ન કલ ટહુકારા,
તરણાં પર આ પતંગિયાંના
ગુપચુપ હા ઠમકારા,
કર્ણ પરે આ દૂર દૂરના
અશ્રુત કૈં ભણકારા. આ ડુંગરડા.

હું આમ ભમું ને તેમ ભમું,
આ ડુંગર ભમતા બેઠા,
શિવનંદી શા શિવમંદિરમાં,
શિવચરણોમાં લેટયા,
કોઈ કળાથી મુજ અંતરને
એવું તો બસ ભેટયા. આ ડુંગરડા.

## વાદળ આવે છે.... □ શાન્તા શેળકે

(મરાઠી કવિતા )

પૂરી રાખ્યા છે કેટલાયે શબ્દો માટી તળે
આકાશમાંથી સરકે છે ફક્ત ખાલી વાદળાં,
દૂર ક્યાંક પણ હશે ધોધમાર વરસાદ
હશે આવેગથી ઊઠતી એક હરિયાળી સૃષ્ટિ.

કાળમાં સમાવેલો કાળાતીત અખંડ અનુભવ
એક દોડતું વાદળ: એક અવરુદ્ધ ગતિ
અસ્ફૂટ ભીનું બિંદુ: પાંપણો પરનો તરલ ભાસ
ગાલ પર ફરનારું પીંછું: કેટલું કેટલું અને કેટલું -

આંખ આડે સાચવી રાખેલા અવકાશમાં દેખાયેલું
લીલા ચમકદાર તરણાંનું અંગ વળીને બેઠેલું
બીજના અંકુર તગમગે છે પ્રકાશ માટે
શબ્દો પડ્યા છે ઊંડે ભૂમિગત પ્રવાહકાંઠે

વાદળો આવે છે - વાદળો જાય છે, ક્યારેક કાળે લીધું છે વ્રત
પૂરી રાખેલા શબ્દોના કણ કણના થાય છે પિંડ.

પ્રેમનો એકલવાયો પંથ
વર્ષ ૬ : અંક ૧ : ઓકટોબર, ૧૯૭૨
સળંગ અંક : ૩૧
મુખપૃષ્ઠ : દિનેશ દલાલ
સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

ત્રૈમાસિક



---

સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોગા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

KAVITA Regd. No. R. N. 16800/67

## *IN OUR COUNTRY*

□ William Stafford

In our country
Yellow light
comes, then
lonely rain.
In grass
autumn begins
a slow
song: wind
blows. Willows
live. You
live. I
live. We
live.

## આપણા મુલકમાં

□ હરીન્દ્ર દવે

આપણા મુલકમાં
પીળો પ્રકાશ
આવે છે, પછી
એકલવાયો વરસાદ.
ઘાસમાં
પાનખર શરૂ કરે છે
એક મંદ
ગીત: હવા
ફૂંકાય છે. વિલો વૃક્ષ
જીવે છે. તું
જીવે છે. હું
જીવું છું. આપણે
જીવીએ છીએ.

ત્રી સુરેશ દલાલ
અંક ૩૨ ડીસેમ્બર ૧૯૭૨
એક રૂપિયો જન્મભૂમિ પ્રકાશન

# કવિતા

વિક્ટોરિયન યુગમાંથી અંગ્રેજી
કવિતા આધુનિક યુગમાં પ્રવેશી
તે માટે કોઈ એક જ વ્યક્તિનો
આભાર માનવાનો હોય
તો એઝરા પાઉન્ડનો માનવો
જોઈએ. આધુનિક અંગ્રેજી
કવિતામાં પાઉન્ડના જેવી
લયસૂઝ બહુ ઓછા કવિઓમાં
જોવા મળે છે. ટી.એસ. એલિયટે
કહ્યું છે: "અંગ્રેજી કવિતામાં
એક જ ક્રાંતિ થઈ અને તે
એ કે એઝરા પાઉન્ડ કવિતા
માટેના કાન સાથે જન્મ્યા.
હમણાં હમણાં હું એઝરા
પાઉન્ડને અનેક વાર શાપ
આપું છું. હું હવે છાતી ઠોકીને
નથી કહી શકતો કે આ મારું
પોતાનું પદ્ય છે. જ્યારે મારી
કવિતા વાંચીને હું મારી જાત પર
ખુશ થઈ જાઉં છું ત્યારે મને
એકાએક ભાન થાય છે કે
મેં તો માત્ર પાઉન્ડની કોઈ
કાવ્યરચનાનો પડઘો
પકડ્યો છે."—વાડીલાલ ડગલી

## એઝરા પાઉન્ડનું મૃત્યુ □ નલિન રાવળ

લબાડ, લંપટ, જુઠ્ઠા, નાલાયક
સૌ-સમાજધૂરીણો, રાજ્યધૂરીણો, બદતર સૌથી ભાષાધૂરીણો—ના
રગતપિતિયા હાથ મહીં કહોવાતા
સૈકાને
શબ્દોને
તેં
સ્વચ્છ કર્યા (બનતા) કવિતાથી.
ભાષાના ઊંડા પાતાળે
ઊકળ્યા લાવાના રસને
ફોડી
તું
પહોંચ્યો મૂળમાં ગુછાળા ભોરિંગ શબ્દની દાઢોન
કાતિલ ઝેર પચાવી
નરવા ગગન તળે આવી
તેં તારા મહાપ્રાણમાં રમતા છંદોથી
વાયુમાં તરતા આકારોને મઢી
રચી
તેં
કવિતા
ચોખ્ખા આભ સમી એ કવિતા
નીચે
તું
આજે
પોઢ્યો

[ નિરીક્ષક ]

પરમેશ્વર □ આલ્બર્તો કેઈરો □ અનુ૦ : રાધેશ્યામ શર્મા

પણ પ્રભુ જો પુષ્પો અને વૃક્ષો છે
પર્વતો અને ચંદ્રકિરણ અને સૂરજ છે
મારે શા ખાતર પરમેશ્વર કહેવો એને ?
હું એને
પુષ્પો અને વૃક્ષો અને પર્વતો અને
સૂરજ અને ચંદ્રકિરણ કહું છું;
કેમકે જો એને હું નિરખી શકું એ માટે
સૂરજ અને ચંદ્રકિરણ અને પુષ્પો અને પર્વતો અને
વૃક્ષોમાં એ પોતાને પલટી દે
પર્વતો અને વૃક્ષો એને
ચંદ્રકિરણ અને સૂરજ અને પુષ્પોરૂપે તે
પ્રગટતો મને ભળાય તો
એ તેની જ ઇચ્છા હતી કે મારે એને
વૃક્ષો અને પર્વતો અને પુષ્પો અને ચંદ્રકિરણ અને સૂરજ
સ્વરૂપે મારે એને ઓળખવો.



## ઘર ☐ હિમાંશુ વ્હોરા

ઘર અહીં હતું
હવે નથી
દીવાલ ને છત હવે ધરતી સાથે એક થઈ ગઈ છે
ઘર હતું અહીં, હવે રહ્યું નહિ
એની એકએક કરચમાં સ્મરણ છે

જ્યાં એમના પગ હીંચકો ચલાવતા
એ નાનકડી ઓશરીને હું ક્યાં શોધું -
આ બધી કરચોમાં ?

પેલો ખૂણો ક્યાં પડ્યો હશે
જે હમેશાં એમના હાથને ધોતિયાંની પાટલી
વાળતાં જોતો ?

ક્યાં ગઈ એ બાથરૂમ
જેની ભીંતો એમના કંઠને ગાતો સાંભળતી ?

ઘર—સ્મૃતિઓનો સંગ્રહ
ક્ષણોના ઘરેણાંની સંદૂક
ઘર—તૂટેલી ઈંટો, ચૂનાનો ભૂકો

વિસર્જન, વિનાશ
નવસર્જન, નવઘડતર
બે—ત્રણ—ચાર રૂમના ફ્લેટ્સનું

એમના મરણખાંડમાંથી કેટલા રૂમ બનશે ?
એમની યાદનાં પગથિયાં પર હું કયે માળે પહોંચીશ ?

## –તો સારું હતું ☐ કમલ વોરા

કેલેન્ડરમાંથી તારીખ ફાડી નાખવા જેવું સહેલું
દિવસો પસાર કરવાનું હોત તો સારું હતું.

આકાશના ચેહરા પરની
ધુમ્મસી ભુરાશને ભૂંસી નાખતા સૂર્યને જોઈ
હવે મારી આંખોમાં
સૂર્યમુખીના વિષાદ ઊભરાતો નથી.

ઝળહળ ઝળહળ ધૂંધવે છે તારું નામ
હથેળીની આ રેખાઓ વચ્ચે
થીજી ગયેલા ધુમ્મસ હેઠળ ...

ને મારા લોહીમાં તરંગાય છે
વૃક્ષ ન ઊગી શકવાનું દરિયાઈ દુઃખ ...

સિવાય પડઘાઓ
શું પામી શકાયું છે અવાજથી ?

પવનની આંખને
ટહુકો થીજી ગયેલા
ને ડાળ વહેલી દેખાય કદાચ
પણ એવા ભ્રમ હેઠળ
ટહુકો થીજી જઈ શકતો નથી
કે ડાળ તરી શકતી નથી
ધૂળમાં દોરેલાં ચિત્રોની સ્મૃતિ
અંગ પરથી ધૂળ ખંખેરીએ એમ
ખંખેરી શકાતી હોત તો ?

પંખીનાં પીંછાં જેવી ક્ષણો
ઊભરાય છે આંખોમાં ...

ખર્યા કરે છે સૂર્ય કેલેન્ડરમાંથી
ને રાખ થયે જાય છે મારી ત્વચા હેઠળ
(દિવસો તો પવનથી પણ લાંબા ... )
તારીખ ફાડી નાખવા જેવું ...

## દૃષ્ટિ ☐ જ્યોતિર રાવલ

વગડા વચ્ચે ચળકતી ચણોઠી પૂંઠે
બળેલા કાગળના ટુકડા જેવી ચીલ,
એની પાંખોનો થાક ઉતારતી હતી.
ત્યારે –
બપોરનો તડકો ખાઈને આડી પડેલી
શરાબીની આંખો જેવી પેલી
ક્ષિતિજ
નદીમાં ઊભેલા બગલાની જેમ
સૂરજને ચાંચમાં લઈ બેઠી'તી.

## સુન્દર ☐ સુભાષ મુખોપાધ્યાય ☐ અનુ. : ચન્દ્રકાંત મહેતા

[બંગાળી કવિતા]

જ્યારે તારો પાલવ પવનની લ્હેરખીમાં
ફરફર ફરકી રહ્યો'તો ત્યારે નહિ,
બપોરના તાપથી ટીપે ટીપે પ્રસ્વેદબિન્દુ
તારા મુખ પર મુકતામણિની જેમ ચળકતાં હતાં ત્યારે ય નહિ,
કશીક વાત કરતાં કરતાં આકાશને ય અજવાળે
એવું મધુર સ્મિત તેં પ્રગટાવ્યું ત્યારે ય નહિ,
જ્યારે શંખ ફૂંકાયા,
ને સમુદ્રે એના બાહુપાશમાં તને જકડી લીધી
ને તું ફરી પાછી દેખાઈ જ નહિ
ત્યારે જ
અદ્‌ભુત સુંદર તું મને દેખાઈ



## ☐ વિપિન પરીખ

તારા રેશમિયા પડદામાં ખંજર હુલાવીને
જોઈ લઉં તારું એ મુખ!
ક્યાં લગી તગતગતી આંખોએ સહેવું આ
જિંદગીનું અરમાયું દુ:ખ?

મંદિરની સુંવાળી સુંવાળી બેઠકમાં
મેલી દઉં ભડભડતી આગ
ક્યાં લગી હોઠોને રોજ રોજ પઢવાના
પરભાતે પોપટિયા રાગ?

લાવ, તારા મંદિરની આરતીના દીવાઓ:
મારી દઉં એક એવી ફૂંક;—
અંધારે અટવાતી તારી આંખોને હશે
માણસનાં દરશનની ભૂખ?

## દિવાળી ☐ પ્રબોધ જોશી

આ હૃદય-સોંસરવાં નીકળી જતાં
રોકેટો તે પ્રભુને મળવા તલપાપડ
આત્માઓ છે.

આ ફટાકડા તે ક્યારેક આંચકા
આપનાર પ્રભુના નિર્ણયો છે.

આ હવાઈ તે ઇચ્છાની ફક્ત
એક જ ચિનગારીએ જલી ઊઠતી
શાંતિમાં થયેલો કોઈ ઘટ:સ્ફોટ છે.

અને—
આપણી યાતનાઓ કદાચ
ધુમાડો થઈ રહી છે... ...

## તૃણ ☐ સુરેશ બારિયા

રોમરોમમાં ઊગેલાં તૃણ
મારા આકાશને ભેદવા
ટટ્ટાર બનીને તીક્ષ્ણ બને
તે પહેલાં મેં તેઓને
જડમૂળથી ખેંચવાનો યત્ન કર્યો,
એ સાથે જ મારી બધી વેદનાઓ
ચિત્કાર કરી ઊઠી.
કયામતનો દિવસ નજદીક
આવી ગયો કે શું,
એ ભીતિ મનમાં જાગતાં જ
મેં હાથ ત્યાંથી હટાવીને
આકાશમાં ફેલાવી દીધો—
એ વખતે મારી હથેલીમાં
અવકાશ બૂરી રીતે
હાંફી રહ્યો હતો.

☐

## બારમાસી ☐ ભગવતીકુમાર શર્મા

ડિસેમ્બરે થીજું – થથરું છું;
યાદના ક્રૉસે શ્વાસ ભરું છું.

નવેમ્બરે અભિનંદન-પત્રો
લખી, મને હું પોસ્ટ કરું છું.

ઑક્ટોબરની ઊજળી રાતે
કાળું, આંખું સતત ઝૂરું છું.

સપ્ટેમ્બરમાં સેતુ તૂટ્યો!
પ્રલયપૂરનાં વમળ તરું છું.

ઑગસ્ટે આન્દોલિત અગ્નિ;
ભીતર - બાહર બળી મરું છું.

જુલાઈમાં વાદળ નભછાંયા;
તને વિફળ કંઈ ફોન કરું છું.

નિકટ ફરે આ પંખો જૂને;
શીતળ તારું રૂપ સ્મરું છું.

રિસેપ્શનોથી ભરચક મેમાં
ચમચીથી નિઃશ્વાસ ચરું છું!

એપ્રિલમાં તુજ ગામ જતી સૌ
ટ્રેઈન ભણી જોયા જ કરું છું.

માર્ચમાં ખીલ્યા બાગ વળોટી
ઊંટરૂપે રણમાં વિહરું છું.

ફેબ્રુઆરી ફફડાટ જગાવે:
ઘડી જીવ્યો કે ઘડી મરું છું.

જાન્યુઆરીમાં દીવાલ પરથી
પતાકડું થઈ નિત્ય ખરું છું.

☐ બરકત વીરાણી

જુઓ જાહેરમાં તો ખાય છે એ સૌ દયા મારી,
કરી છે ખાનગીમાં જેણે જેણે દુર્દશા મારી.

કરી દીધી છે મેં કુરબાન એના પર મજા મારી,
કે મારી વેદના છે આખરે તો વેદના મારી.

વહાવે છે ગગન બસ ત્યારથી વરસાદનાં આંસુ,
યુગો પહેલાં મેં સંભળાવી હતી એને વ્યથા મારી

ગમે તેવા પ્રસંગો દઈ બગાડી નાખી દુનિયાએ,
હતી નહિ તો બહુ સારી જીવનની વારતા મારી.

ભલેને આજ મારી હાજરીમાં ચૂપ છે લોકો,
નહીં હું હોઉં એ વખતે બધા કહેશે કથા મારી

ધરું છું હાથ હું ઇન્સાનને બદલે ખુદા સામે,
હવે મારી બધી ઇચ્છા બની ગઈ છે દુઆ મારી.

જીવનના શ્વાસ એથી મુક્ત રીતે લઈ રહ્યો છું હું,
જગતમાં આવીને મેં બાંધી દીધી છે હવા મારી.

હૃદયનો રોગ છે આ, અન્યને રસ શો હોય એમાં?
તમે આવો તો હું તમને બતાવી દઉં દવા મારી

તમે તો ફેરવી લીધી નજર, તમને ખબર ક્યાં છે?
ખરેખર તો હવે જોવા સમી થઈ છે દશા મારી.

નિહાળી મારી પાગલતા જમા થઈ જાય છે લોકો,
હવે તારી સભા જેવી જ થઈ ગઈ છે સભા મારી

હસી લે જો જરા મારી કબર પર વ્યંગમાં બેફામ,
જગત છોડી ગયો હું એ પછી થઈ છે જગા મારી

□ બરકત વીરાણી

પ્રેમનો અગ્નિ બધે છે, જલ હશે કે સ્થલ હશે,
ક્યાંક વડવાનલ હશે તો ક્યાંક દાવાનલ હશે

શ્વાસ જે કહેવાય છે તે આપની હલચલ હશે,
ધડકનો કહેવાય છે તે આપની પાયલ હશે.

એ સરિતા થઈને આવ્યાં, ને સુકાઈ પણ ગયાં,
હું હવે એને નિરખવા જઈશ તો મૃગજલ હશે.

જેમનો ચહેરો નજર સામે સદા હું જોઉં છું,
એ બિચારાં ક્યાંક પરદામાં હશે, ઓઝલ હશે.

એમના ચહેરાને કોઈ ચાંદની ઉપમા ન દો,
ચાંદ બહુ બહુ તો બિચારો ગાલ પરનો તલ હશે.

લોકને દેખાય છે જે મારા જીવનમાં કલંક,
શક્ય છે કે એ કોઈની આંખનું કાજલ હશે.

આંખ પરથી ઓળખી લેજો હૃદયના રૂપને,
જો નજર ચંચલ હશે તો પ્રેમ પણ ચંચલ હશે.

હું હસું છું તો હસે છે લોક પણ મારા સમું,
જાણ નહોતી – મારી માફક સૌ અહીં પાગલ હશે.

કોણ લે સંભાળ એની? કોણ એને સાથ દે?
કાફલામાં પણ ઘણા મારા સમા એકલ હશે.

ગીત પણ બેફામ મારું કોઈએ ના સાંભળ્યું,
જાણ નહોતી – આટલો દુનિયામાં કોલાહલ હશે

□ સુરેશ દલાલ

વાવનાં પગથિયાં સૂનાં
સાંવરિયા! વાવનાં પગથિયાં સૂનાં;
ને જળના તે વાયદાઓ કૂણા
સાંવરિયા! જળના તે વાયદાઓ કૂણા!

અમે ઝાંઝરથી કોર્યું રે જળને
સાંવરિયા! ઝાંઝરથી કોર્યું રે જળને;
અમે બેડલામાં ઝીલ્યાં વાદળને
સાંવરિયા! બેડલામાં ઝીલ્યાં વાદળને!

લાગણીની બાઝી છે લીલ
ઓ સાંવરિયા! લાગણીની બાઝી છે લીલ;
કાંઠે છે કાળ જાણે ભીલ
ઓ સાંવરિયા! કાંઠે છે કાળ જાણે ભીલ!

એના હાથમાં છે તીર અને કામઠું
સાંવરિયા! હાથમાં છે તીર અને કામઠું;
આપણું જીવ્યું તે સાવ અમથું
સાંવરિયા! આપણું જીવ્યું તે સાવ અમથું!

પછી □ માધવ રામાનુજ

દાદાના આંગણામાં કોળેલા આંબાનું કૂણેરું તોડયું રે પાન,
પરદેશી પંખીના ઊડયા મુકામ પછી માળામાં ફરકયું વેરાન!

ખોળો વાળીને હજી રમતાં'તાં કાલ અહીં,
સૈયરના દાવ ન'તા ઊતર્યા;
સૈયરના પકડીને હાથ ફર્યાં ફેર ફેર—
ફેર હજી એ ય ન'તા ઊતર્યા.
આમ પાનેતર પહેર્યું ને ઘૂંઘટમાં ડોકાયું
જોબનનું થનગનતું ગાન!
દાદાના આંગણામાં કોળેલા આંબાનું કૂણેરું તોડયું રે પાન.

આંગળીએ વળગેલાં સંભાર્યાં બાળપણાં,
પોઢેલાં હાલરડાં જાગ્યાં;
કુંવારા દિવસોએ ચૉરીમાં આવીને
ભૂલી જવાનાં વેણ માગ્યાં!
પછી હૈયામાં, કાજળમાં, સેંથામાં સંતાતું
ચોરી ગયું રે કોક ભાન!
પરદેશી પંખીનાં ઊડયા મુકામ, પછી માળામાં ફરકયું વેરાન!

□ સુન્દરમ્

જ્યાં સૂવે પવન
　　ત્યાં શયન અમારું,
જ્યાં તપે સૂરજ
　　ત્યાં તપન અમારું.

જ્યાં વસે વસંત
　　ત્યાં ભ્રમણ અમારું,
જ્યાં ઢળે નયન
　　ત્યાં નમન અમારું.



## એ જુલાઈ મહિનાનું સ્મિત □ પ્રિયકાન્ત મણિયાર

એ જુલાઈ મહિનાનું સ્મિત
　　કોઈની આંખોમાં કૂંપળ બની ઊગેલું
રક્તમય હોઠોમાં પર્ણરૂપે પ્રગટ્યું
　　પણ ખળ ખળ ઝરણું બની વહી ગયું
　　વૃક્ષના મૂળ સમું ધરતીની ભીતર ઢંકાઈ ગયું
　　　　અનિવાર્ય કારણોસર
　　મુલતવી રહેલી ન્યૂ યોર્કથી ટોકિયોની ફ્લાઈટ સમું
　　　　ક્યાંક ફાઈલ થઈ ગયું
અને આકાશમાં દૂર–સુદૂર ક્યાંક કોક વાદળમાં
　　　　વ્યાપ્ત વ્યાપ્ત થઈ ગયું
ફરી એ મારી આંખોના હાથમાં ન આવ્યું તે ન જ આવ્યું
　　　　હવે જ લાગે છે સમય સાન્તાક્લોઝ
　　　　સમો વૃદ્ધ થઈ ગયો છે
અને સ્વપ્નોને કારણે હું દિન–પ્રતિ–દિન
　　　　શિશુ થતો જાઉં છું
આજે તો પૂરેપૂરો હું નિદ્રિત થવાનો પ્રયત્ન કરું છું
કદાચ કોઈ ડિસેમ્બરના અંતમાં એક વ્હેલી સવારમાં
　　મારું એ ખોવાયેલું સ્મિત મને પાછું મળે!

## એઝરા પાઉન્ડ □ નલિન રાવળ

(૧૮૮૫-૧૯૭૨)

વર્ડ્ઝવર્થ અને કોલરિજે નવ્ય વિવેચનાના હાર્દ સમી 'લિરિકલ બેલડ્ઝ'ની પ્રસ્તાવના લખીને તેમ જ રોમેન્ટિક કવિતાની તાસીર બદલી નાખતી કૃતિઓ રચીને જે ઇતિહાસ સરજેલો તે ઇતિહાસ આ સદીમાં પાઉન્ડ અને એલિયટે પોતાનાં વિવેચનો અને કાવ્ય દ્વારા સરજ્યો.

પાઉન્ડે કાવ્યવહેણને વાળવાનું ભગીરથ કામ કર્યું છે. કવિતાના સ્થગિત થઈ ગયેલા વહેણને વળાંક આપી નવા પ્રદેશો તરફ વાળવાનું કામ મુદ્દલે સહેલું નથી બલકે હામ ભાંગી નાખે એટલું કઠણ અને કપરું છે. નવી કવિતા કેળવવી એટલે આજ લગી અણ-પ્રીછી રહેલી કોઈ ઊંડી માનવીય સમજ કેળવવી—આ સમજ કવિના ભાષા સાથેના અનોખા વ્યવહારમાં, વર્તનમાં જબરી સલુકાઈથી, સુઘડતાથી પ્રકટ થાય છે. પ્રજા મોટે ભાગે તો કવિતા વગર ચલાવી લેતી હોય છે. સાહિત્યનો આશક એવો નાનો વર્ગ પણ સમય જતાં જરઠ થઈ ગયેલી રુચિ વડે કોઠે પડી ગયેલી કવિતાને વળગી રહેતો હોય છે. કવિમાં પણ ઘરેડ બદલવાની હિંમત અને કૌવત હોતાં નથી. લોકપ્રેમનું લાળિયું એ ગળે બાંધી ફરતો ફરે છે અને એકધારી કાવ્યલાળ ટપકાવતો રહે છે. સાહિત્યક કટોકટીની આ પળે ભાષા અને પ્રજાના સૌભાગ્યે ક્યારેક ગજૂ કાઢેલો બુલંદ કાવ્યસ્વરવાળો બળુકો કવિ આવી પહોંચે છે જે બૌદ્ધિક ઔદાર્યથી સાંપ્રત સાહિત્યિક પરિસ્થિતિને સમજી પોતાની અમોઘ પ્રાણશકિત અને કલ્પનાશકિતને બળે કવિતાનું આખું કલેવર બદલી નાખે છે અને કાવ્યરુચિના નવા સત્ત્વશીલ ધોરણો ઘડી આપે છે.

એઝરા પાઉન્ડનું અંગ્રેજી કવિતામાં થયેલું આગમન આ સૈકાની એક મહાન સાહિત્યિક ઘટના બની રહ્યું તેનું મૂળ આ પ્રાણવંત કવિએ દાખવેલા અપ્રતિમ બૌદ્ધિક ઔદાર્યમાં અને તેણે આખાય સૈકાને ખપમાં લાગે તેવી કેળવી આપેલ કવિતાની અભિનવ સમજમાં રહ્યું છે.

કાવ્યરીતિ અને કાવ્યદષ્ટિથી સામસામા છેડાના કહી શકાય તેવા આ સદીના ત્રણ પ્રમુખ કવિજનો—યેટ્સ, એલિયટ, ફ્રોસ્ટની કવિતાનો સૌપ્રથમ ઉમળકાભર્યો સત્કાર પાઉન્ડે કરેલો. યેટ્સ જેવા સંસિદ્ધ કવિ નવાંગનુક પાઉન્ડને પોતાનાં કાવ્યોની હસ્તપ્રત તપાસવા આપે એટલું જ નહીં, પણ જુવાન અને વયમાં નાનેરા કવિએ ચીંધેલા સુધારા માન્ય રાખે તે ધડો લેવા જેવી બિના ગણાય. યેટ્સ અનેક સંગ્રહો આપી ચૂકેલા, અનેક કાવ્યરીતિઓ ખેડી ચૂકેલા લોકપ્રિય કવિ હતા. તેમણે પોતાના મોટા વાચક વર્ગની સામે

પઢીને નવી પણ જનરુચિને કઠે તેવી કવિતા કરી તેને પાઉન્ડે પૂરા સમભાવથી મૂલવી. પેટ્સના આ સંગ્રહ વિશે પાઉન્ડે 'પોએટ્રી'ના અંકમાં લખેલું: 'પ્રસ્તુત સંગ્રહથી એમના ઘણા પ્રશંસકો નારાજ થશે પણ કવિને તો લાભ જ થવાનો. પ્રશંસકો તો પોતાને ભાવતું પીરસવાનું કવિને કહેવાના અને નવીન જિજ્ઞાસા કે નવી હલચલ કે બૌદ્ધિક વ્યગ્રતાને સ્ફુટ કરતા લક્ષણોવાળી કવિતા આવી કે તેને પૂરા આગ્રહથી નકારવાના.'

૧૯૦૦ની આસપાસનું બ્રિટિશ કવિતાનું હવામાન નિરાશાપ્રેરક હતું. વિક્ટોરીયન કવિતા અને વિવેચન જડ રૂઢીપ્રિય વાચકોની પેઢીઓ તૈયાર કરવાનું કામ કરતું હતું. ન્યૂબોલ્ટ, આલ્ફ્રેડ નોઇસ, કીપલિંગ આદિ કવિઓ કવિતાને જાતજાતના કામે જોતરતા હતા. સ્વીનબર્ન અને પ્રિરાફેલાઈટસ સાથે સંકળાયેલો એક કવિવર્ગ રોમેન્ટિક કવિતાના નશામાં પૂરો મસ્ત હતો. આ સમયે ત્રણ અમેરિકન કવિ યુવાનો—પાઉન્ડ, એલિયટ, આઈકન—લંડન આવી પહોંચ્યા. હેરોલ્ડ મનરો, ટી. ઈ. હ્યુમ, એમી લોવલ, આલ્ડિંગટન, તેમ જ બીજા સાહિત્યકારો એક નવી આબોહવા ઊભી કરવાનું કામ કરી રહ્યા હતા. 'ઇગોઇસ્ટ,' 'બ્લાસ્ટ', 'એથેનિયમ' ઉપરાંત બીજા પણ કેટલાક સામયિકો નવું વાતાવરણ રચવા મથી રહ્યાં હતાં. જુદી જુદી સાહિત્યિક વિચારધારાઓ જ્યારે અથડાતી ત્યારે તેના તીખારા લાંબો સમય ઝગતા રહેતા. પાઉન્ડે વિસ્ફોટ 'બ્લાસ્ટ'નાં પાનાંઓ ઉપર ક્રાંતિકારક વિચારોનો ધોધ વરસાવ્યો. કાવ્યમાં પ્રતિરૂપ ઈમેઈજનું સ્થાન સમજાવતા કાવ્યના રચનાતંત્ર ઉપરના તેમના વિચારોએ એક નવો કાવ્યવાદ—ઇમેઇજીસમ—ઘડ્યો. ઇમેઇજલક્ષી કવિતાને લગતો તેમણે ઘડેલો ઢંઢેરો ત્યારે ખૂબ ચગેલો. કવિતાને સાધન બનાવી તેનો બજારુ કહી શકાય તેવો ઉપયોગ હરગિઝ ન થઈ શકે તેમ એમણે ગાઇવગાડીને ફરી ફરી કહ્યું. એમણે લખ્યું, 'કળા કોઈને પણ કંઈ કરવાનું કે કંઈ વિચારવાનું કે કંઈ થવાનું ક્યારેય કહેતી નથી. તેનું અસ્તિત્વ વૃક્ષ જેવું છે. તમે પ્રશંસા કરી શકો, તમે છાંયામાં બેસી શકો, તમે ફળો પણ વેડી શકો, તમે બળતણ માટે લાકડું પણ વ્હેરી શકો, તમને જેમ ગોઠે તેમ તમે કરી શકો.' તેમણે અન્યત્ર કહ્યું છે, 'કાવ્યનો તોલ કાવ્ય પરથી કરવાનો છે, તે શું કહે છે તે પરથી નહીં.' કવિના બૌદ્ધિક સ્વાતંત્ર્ય માટે તેમ જ કાવ્યની કાવ્ય તરીકેની મહત્તા સમજાવવા માટે પાઉન્ડે અથાગ પ્રયત્નો કર્યા છે. કાવ્યનું રચનાતંત્ર કવિની સચ્ચાઈ પર નિર્ભર છે તે મુદ્દો સમજાવતા તેમણે એક સમ્યકવિધાન કરેલું: 'માનવીની સચ્ચાઈનું પ્રમાણ એની લેખનશૈલી છે એમ હું માનું છું.'

પ્રાચીન યુરોપીય કાવ્યપરંપરાઓના અભ્યાસે—ખાસ કરીને જુદી જુદી ભાષાઓમાં પ્રયોજાતા શબ્દ-છંદના બંધારણના તેમણે કરેલા ઊંડા અભ્યાસના પરિણામે કવિતામાં સ્વરમુદ્રા ફોનેટીક જેસ્ચરનો કેટલો મહિમા છે તે તેમણે અનુભવ્યું. ચાઈનિઝ કવિતાની ચિત્રલિપિ આઈડિઓગ્રામના અભ્યાસે કવિતામાં દૃશ્યમુદ્રા ગ્રાફિક જેસ્ચરનો કેટલો મહિમા

છે તે પણ તેમણે અનુભવ્યું. દશ્યમુદ્રા અને સ્વરમુદ્રા બંનેને લક્ષમાં લઈ તેમણે ઇમેઈજ-લક્ષી કવિતાનું જે લક્ષણ બાંધ્યું છે તે નોંધપાત્ર છે: 'વિચાર અને ઊર્મિના સંકુલરૂપનું ક્ષણાર્ધમાં થતું પ્રકટીકરણ કાવ્યમાં પ્રતીરૂપ તરીકે ઠરે છે.' એમનાં કાવ્યો એમના આ વિધાનનું પ્રમાણ છે. જ્ઞાન પાઉન્ડમાં કાવ્યરૂપે એટલે કે અનુભવરૂપે પરિવર્તન પામે છે.

એલિયટે 'વેઈસ્ટલેંડ'ની હસ્તપ્રત પાઉન્ડના હાથમાં મૂકેલી અને પાઉન્ડે આ હસ્ત-પ્રતને મઠારેલી. આ કાવ્યનો લાક્ષણિક ઉપાડ--એપ્રિલ ઈઝ ધ ક્રૂઅલેસ્ટ મન્થ--પાઉન્ડને આભારી છે. એમણે આ પંક્તિ પૂર્વે આવતી ખ્યાસી બધી પંક્તિઓ રદ કરેલી. કેમ? ઇન્ગલેંડનો કવિ કદી આ પંક્તિ ઉચ્ચારી ન શકે:

ઓહ, ટુ બી ઇન ઈન્ગ્લેન્ડ;
નાઉ ધેટ એપ્રિલ ઇઝ ધેર.

પાઉન્ડે 'એપ્રિલ ઈઝ ધ ક્રૂઅલેસ્ટ મન્થ'માં રહેલો પ્રબળ અમેરિકન અવાજ પકડ્યો. આ જ પંક્તિમ આખાય યુરોપની તાત્કાલીન વેદનાનો ચિત્કાર વણાયેલો તેમણે જોયો અને આખાય કાવ્યના ધ્રુવસ્વરસમી આ પંક્તિને જ તેમણે કાવ્યના ઉઘાડ તરીકે મૂકી.

ચાઈનિઝ કવિતાનો પરિચય પાઉન્ડે પશ્ચિમને કરાવ્યો પણ આ ક્ષેત્રમાં આર્થર વેલીનું પ્રદાન મોટું છે. પાઉન્ડની નજર પરભાષાની સંરચના પર રહેતી અને અનુવાદ દરમિયાન મૂળ ભાષાકીય સંરચનાનો પ્રાણ સચવાય તેવી કાળજી લેતા જઈ ભાષાદષ્ટિએ પણ નૂતન પ્રયોગો તેઓ અનુવાદ દરમિયાન સ્વભાષામાં કરતા. ચાઈનિઝ ચિત્રલિપિ આઈડિઓગ્રામ્સનો તેમણે કરેલો અભ્યાસ તેમની કાવ્યશૈલીઓના સંદર્ભમાં જોવા જેવો છે. ઍન્ગ્લોસેકસન કાળની કૃતિ 'સી ફેરર'ને પાઉન્ડે અર્વાચીન અંગ્રેજીમાં ઢાળી છે. પાઉન્ડે આ કૃતિનો કાયાકલ્પ એવી રીતે કર્યો કે તે અર્વાચીન કૃતિ તરીકે જ આસ્વાદી શકાય. કેટલાંક વાકયો રચ્યાં અને વ્યંજનોના પુનરાવર્તન દ્વારા તેમ જ સ્વરભારને ઘૂંટી ઘૂંટીને એક એવો કાવ્યલય તે ઊપજાવી શકયા જે મૂળની પ્રાસબદ્ધ સંરચનાની અવેજીમાં સહેલા-ઈથી સ્વીકારી શકાય. 'હોમેઈજ ટુ સેકસટસ પ્રોપર્ટીયસ' પાઉન્ડની અનુવાદકળાનું ઉત્તમ ઉદાહરણ છે. સાચા અર્થમાં આ અનુવાદ નથી પણ મૂળને ભૂમિકા તરીકે રાખી પાઉન્ડે પોતાના સમયને લક્ષમાં રાખી કરેલું સર્જન છે. ઈસુની પહેલાના સૈકામાં થઈ ગયેલા રોમન કવિએ રચેલી બાર કરુણ પ્રશસ્તિઓ પાઉન્ડે એવી બાખૂબ ભાષામાં ઉતારી કે એમાંના ઘણા શબ્દપ્રયોગો ચલણી બન્યા. પાઉન્ડે પોતાનાં સમય અને સમાજનાં દૂષણો અને રોમન કવિએ વર્ણવેલા સમય અને સમાજનાં દૂષણો વચ્ચે અસાધારણ સામ્ય જોયું. પ્રોપર્ટીયસે રોમન સામ્રાજ્યની બાલિશતાને જે સચોટતાથી છતી કરી તે જ સચોટતાથી પાઉન્ડે બ્રિટિશ સામ્રાજ્યની બાલિશતાને છતી કરી. યુદ્ધખોર માનસને યુદ્ધખોર રાજ્યધૂરી-

ષોની વાગ્મિતાને પાઉન્ડે આ સર્જન દ્વારા સબળ રીતે પડકારી જેમ પ્રોપર્ટીયસ પોતાના સમયના યુવાન વર્ગના મિજાજને પામી તેનું પ્રતિનિધિત્વ કરી શક્યા તેમ. પાઉન્ડ પણ પોતાના સમયના યુવાનવર્ગના મિજાજને પામી તેનું પ્રતિનિધિત્વ કરી શક્યા.

એક સમૃદ્ધ દેશ છોડીને આવેલો કવિ બીજા સમૃદ્ધ દેશમાં ચાલતાં દૂષણોને તરત પારખી શકે. આ દૂષણો સમાજ અને રાજ્યધુરીણો ચલાવતા હોય છે. માત્ર નાણાંની ધરી પર ચાલતાં રાષ્ટ્રો કેવાં કેવાં દૂષણો ચલાવે છે તેની નોંધ પાઉન્ડે કાવ્યો અને ગદ્ય લખાણોમાં લીધી છે. કવિ હોવાથી એનો પહેલો પ્રેમ ભાષા છે. 'રાજ્યમાં સાહિત્યનું કૈં સ્થાન ખરું?'... એવો પ્રશ્ન એમણે ઉઠાવી આ આખાય પ્રશ્નની છણાવટ કરી તેનો ઉત્તર એમણે હકારમાં આપેલો. રાજ્યપાલ અને ધારા ઘડનારો વર્ગ સમુચિત ભાષામાં વિચારને ન મૂકી શકે તો અંધાધૂંધી ઊભી થાય. વાણી અને વિચારનું બળ સાહિત્ય પર અવલંબે છે. વિચારની વાણીની રક્ષા સાહિત્યસેવીઓ કરે છે. સાચો જીવંત શબ્દ સાહિત્યકાર પ્રયોજી શકે. આ શબ્દ જો એનું મૂલ્ય ગુમાવે, આ શબ્દ જો ખોટી રીતે અગર વગરવિચાર્યે પ્રયોજાય તો વૈયક્તિક વિચારની વ્યવસ્થા તૂટી પડે... તો આખાય સમાજની તંત્રવ્યવસ્થા પડી ભાંગે અને અરાજકતા પ્રસરે. કવિકર્મ પરિશુદ્ધ શબ્દ ઘડવામાં રહેલ છે. કવિકર્મ સાચા શબ્દની રક્ષામાં રહેલ છે. અહીં પાઉન્ડે ભાષાનો અતંત્ર ઉપયોગ કરનારા અને કાવ્યમાં અર્થની પરવા ન કરનારા લેભાગુ ફેશન-પરસ્ત રોમેન્ટિક કવિઓને ચીમકી પણ આપી છે. લોકજીવનમાં અને સાહિત્યજીવનમાં પાઉન્ડ અને એલિયટે સાચા શબ્દની ખેવના કેમ કરવી તે પર વિશેષ ભાર મૂક્યો છે.

પાઉન્ડનાં કાવ્યો ૧૯૦૯થી આવવા માંડે છે. આ ગાળામાં એમનો સંગ્રહ 'પરસોને' બહાર પડે છે. એક યુવાન કવિ બ્રિટન અને યુરોપની કાવ્યપરંપરા સાથે સાતત્ય જાળવવા કેવા પ્રયત્નો કરે છે અને અમેરિકન સંસ્કારોને આ બધામાં મેળવી લેવા કેવી મથામણ કરે છે તે અહીં દેખાય છે. 'બાલેસ્ટ્રા', 'સીનો,' 'મારવોલી,' 'ધ ટ્રી' જેવી રચનાઓમાં નવા પ્રસ્થાન તરફ ગતિ છે. છંદોનો અવનવીન ઉપયોગ પણ રસપ્રદ છે. ૧૯૧૨માં તે 'રીપોસ્ટસ' આપે છે. આ સંગ્રહમાંનાં બે કાવ્યો 'ધ રીટર્ન' અને 'ધ આલ્કેમિસ્ટ' આ સદીનાં ઉત્તમ ઊર્મિકાવ્યોમાં આગવી ભાત પાડે તેવા છે. પાઉન્ડે કાવ્યને એક એવું આલોકિત વિશ્વ કહ્યું છે જેમાં એક વારની તીક્ષ્ણ ધાર અન્ય વિચારને એકસરખી રીતે છેદે. પાઉન્ડના આ કાવ્ય-વિચારને આકાર મળ્યો છે. ઉક્ત બે કાવ્યોમાં 'ધ રીટર્ન' માં જાગૃતિ અને સ્વપ્ન આ બે અવસ્થાનું વર્ણન અતીત અને સાંપ્રતના સંદર્ભમાં થયું છે. અહીં જાગ્રત મન અને સ્વપ્ન બંને વચ્ચે પ્રવાસ ખેડતું માનવીનું મન અવનવા સંબંધો સાથે જોડાતું–વિખૂટું પડતું એક કેવી માનવીય સંબંધોની જટીલ હારમાળામાંથી પસાર થાય છે તેનું આલેખન છે. પ્રાચીન વીર યોદ્ધાઓ

અતીતના એટલે કે માનવજાતિના સ્મૃતિપ્રદેશો પર પગલાં ભરતાં ભરતાં સાંપ્રતમાં આવી રહ્યા છે. આ યોદ્ધાઓ સંત્રસ્ત મન:સ્થિતિમાંથી કેવા પસાર થઈ રહ્યા છે તેનો ખ્યાલ તેઓના ચરણની અસ્થિર ગતિ પરથી આવી શકે છે ભયત્રસ્ત આ યોદ્ધાઓ એક પછી એક ચાલ્યા જાય છે—અતીતની પાર. દર્શન અને વાસ્તવિકતા એ બે વચ્ચેના અંતરનું તીવ્ર ભાન અવશેષમાં રહે છે અતીત અને સાંપ્રત સમયનાં આ બે પરિમાણો વચ્ચેનું જે અંતર છે તે વિશે એકમાત્ર કવિ સંપ્રજ્ઞ છે પણ એની આ કાળસંપ્રજ્ઞતા જ એના ચૈતસિક પરિતાપનું મુખ્ય કારણ બને છે. આ સ્થિતિ વળુંભીને જ સર્જક જે ઇષ્ટ છે તે પ્રાપ્ત કરી શકે.

'ધ આલ્કેમિસ્ટ'માં મધ્યયુગીન વાતાવરણની ભૂમિકા ઉપર જાદૂગરની આંખે ઊકલતી અદ્‌ભુત રહસ્યમય એવી સૃષ્ટિનું વર્ણન થયું છે. ધાતુઓનું સુવર્ણમાં રૂપાંતર થાય તે માટે જાદૂગર વિશ્વશકિતઓનું, તત્ત્વોનું, સાહિત્ય અને પુરાણોની વીરાંગનાઓનું અને દેવીઓનું આવાહન કરે છે. સ્વર્ગ - નર્ક - પૃથ્વી આદિ ભૌતિક અને આધિભૌતિક વિશ્વોનાં તત્ત્વોને આમંત્રિત જાદૂગરની વાણી તે આદ્યાને પ્રાર્થે છે જે સુવર્ણને જન્માવી શકે. પ્રકૃતિ અને પુરુષ, થોટ અને બીઈંગ, કલ્પન અને સંવેદન ઇમેજીનેશન અને સેન્સનું રહસ્યમય ઐકય અહીં નિરૂપાયેલ છે. આખાય અતીતના સાહિત્યિક વારસાને સાંપ્રત વિશ્વને લગતી સંપ્રજ્ઞતાના સંદર્ભમાં રૂપાંતરીત કરી સુવર્ણરૂપ એવી સૌંદર્યરુચિને સિદ્ધ કરવાની કવિઇચ્છા અહીં છે. કવિ આ સિદ્ધ કરી શકયા છે. એમણે દાખવેલ રચનાતંત્રના અદ્‌ભુત પ્રભુત્વથી વાયુમાં રમતા શિલ્પને એમણે એક એવા પ્રબળ લયમાં ઝીલેલ છે જે એમના મહાપ્રાણમાં રમતા છંદોમાંથી સહજપણે અનાયાસ પ્રકટયો છે.

સર્જકની વૈયકિત સ્વતંત્રતાની રક્ષા અર્થે પાઉન્ડ સમાજ અને રાષ્ટ્ર બંને સામે એકલે હાથે ઝૂઝયા છે. યુરોપમાં ઊભી થયેલી સાંસ્કૃતિક કટોકટીમાંથી બે વિશ્વ-યુદ્ધો સરજાયા એમ પાઉન્ડે વિચાર્યું અને સર્જકે આ દૂષિત સંસ્કૃતિને શુદ્ધ કરવા અને તે અર્થે શબ્દ અને સાહિત્ય દ્વારા સમાજમાં વ્યવસ્થાનું નિર્માણ કરવાનું કાર્ય ઉપાડી લેવું જોઈએ એવું પ્રબોધન કર્યું. સાહિત્યકારે સીધી રીતે રાજકારણ સાથે સંકળાવું કે કેમ તેની ચર્ચા ચાલ્યા જ કરવાની અને પાઉન્ડ જેવા મહાન સર્જકો પ્રત્યેક વિચારને જીવવામાં જ જીવનની સાર્થકતા માનવાના. 'મોબરલી' એક અર્થમાં આત્મકથનાત્મક કાવ્ય છે. મોબરલી પાઉન્ડના ચૈતસિક રૂપનું જ એક સ્વરૂપ છે. જેમ પ્રૂફ્રૉક એલિયટના ચૈતસિક રૂપનું એક સ્વરૂપ છે તેમ મોબરલી પાત્ર દ્વારા જ તેમ જ અન્ય પાત્રો દ્વારા પાઉન્ડે સ્પષ્ટ કહ્યું છે કે કવિના હાથે જ સમાજ અને વ્યકિતના આખા વિચાર-તંત્રની રક્ષા થાય છે. સમાજે કળાકારના-સર્જકના માથે થાપી દીધેલી એકલતા પાઉન્ડને સ્વીકાર્ય નથી. સર્જક સાંસ્કૃતિક કટોકટીનો સામનો સામે ચાલીને કરે છે-

કરી શકે છે. કેમકે તેની પાછળ સર્જનનું બળ છે. આ બળ છે તેના સર્જનની સુગ્રથિતતા. 'મોબરલી'માં કવિ પોતાની કલ્પનાનું જગત—સમાજદૃષ્ટિએ સુગ્રથિત એવું જગત—રચવાનું સ્વપ્ન સેવે છે. પણ કેટલાક વિઘાતક પરિબળોની સામે કવિ તૂટી પડે છે અને બે જુદી જુદી વિચારસરણીમાં વહેંચાઈ જાય છે. પોતે જે સમાજનું નવવિધાન કરવાનું લક્ષ સેવ્યું હતું-પોતે જેને 'દર્શનની પરિણતી' કહે છે તેવું જીવન સામાજિક ભૂમિકાએ સાકાર કરવાનું ઝંખ્યું હતું—સાહિત્યિક કાર્ય દ્વારા રાષ્ટ્રની રુચિ ઘડવાનું સ્વપ્ન જોયું હતું તે સફળ ન થતા કવિ સ્વયં સંસ્કૃતિ ત્યજી ચાલ્યો જાય છે અને પુનઃ નવેસરથી જાતનું વિશ્લેષણ આરંભી સર્જક અને સમાજ વચ્ચેનો સંબંધ સમજવા ઉદ્યુક્ત થાય છે. 'મોબરલી' જુદા જુદા વિભાગોમાં-કાવ્યોમાં વહેંચાએલ એક સળંગ રચના છે જેનો ધ્રુવસ્વર સમાજ સાથે પુનર્ઐક્ય માટે છેક લગી ઝૂઝતા અને પ્રજામાં વૈચારિક સુગ્રંથિતતા સ્થાપાય તે માટે ઝંખતા કવિનો આત્મસ્વર છે. કવિને અહીં સમાજ કવિની શરતે મળવા માગતો નથી અને કવિ પણ સમાજને સમાજની શરતે મળવા માગતો નથી— એકનું આત્મગૌરવ અનન્ય છે અન્યની પામરતા નિકૃષ્ટ છે.

સૈકાઓ ઉપર પથરાયેલી સમગ્ર યુરોપની સંસ્કૃતિયાત્રાનું દર્શન કેન્ટોઝ-સર્ગોમાં સાંગોપાંગ પામેલું છે. વિશ્વની અન્ય સંસ્કૃતિઓની પણ નોંધ ચાળીસ વર્ષ લગી રચાતી ગયેલી એ મહાકૃતિમાં જોવા મળે છે. 'મોબરલી' અને 'કેન્ટોઝ' આ બંનેનો સૂર એક છે—વિદ્રોહનો.

'કેન્ટોઝ'માં પાત્રો અને પ્રસંગો અસંખ્ય છે. વિચારોની સુઘટીત-વિઘટીત સંકુલભાતની સાથે વણાઈ ગયેલી ઊર્મિની નાનીમોટી અનેક સેરો અહીં છે. આ બધામાંથી તરી આવતું એક પાત્ર છે સર્જક જે છે અહીં આલેખિત સૃષ્ટિનો ઓડિશિયસ. મોબરલીની જેમ ઓડિશિયસ પણ પાઉન્ડનું જ ચૈતસિક રૂપ છે—સૃષ્ટિનો—હોમરના પાત્ર સાથે તાદાત્મ્ય સાધતો કવિ તદરૂપ પામી સંસ્કૃતિયાત્રાએ નીકળી પડે છે. દાંતેએ વર્ણવેલા નર્કથી ય બદતર નર્ક આજના યુરોપમાં પથરાયેલું તે જુએ છે. યેટ્સની જેમ પાઉન્ડે પણ જાતીય સંબંધોની પવિત્રતા ઉપર સુગ્રથિત સમાજ નિર્ભર છે તે વિચાર અહીં મૂકયો છે. આ પવિત્ર જાતીય સંબંધને વિનિપાતને માર્ગે લાવી મૂકયો વ્યાજખાઉ પ્રજાઓએ. સઘળા સામાજિક અવમૂલ્યનમાં નાણાંકીય બદવ્યવહાર રહેલો છે—પાઉન્ડ આ માટે લેટિન પદ ઉશુરા USURA વાપરે છે. આ શબ્દનો અર્થ નૈતિક અધઃપતનથી વિશેષ છે. ઉશુરાના નિયંત્રણ તળે સડતી સંસ્કૃતિને વર્ણવતા પાઉન્ડે જે બિભિ-પણ ચિત્ર ઊભું કર્યું છે તે જેટલું કાવ્યદૃષ્ટિએ ઉત્તમ છે તેટલું જ વાસ્તવિક દૃષ્ટિએ સાચું છે—ગર્ભમાંના ભૃણની હત્યા કરતી, પ્રેમીજનના પ્રેમને વિદ્રૂપમાં પલટાવતી,

પતિ-પત્નીની શય્યામાં બંનેની વચ્ચે લંબાવતી ઉશુરા... વેશ્યાઓના સાનિધ્યમાં ઉશુરાના તર્જનીસંકેતથી મડદાઓ ભોજન પર બેઠાં. અન્યત્ર પાઉન્ડે જીવડાઓથી ખદબદતી આ સંસ્કૃતિનું વર્ણન કરતા મૃત જીવડાઓ જાગ્યા કરે છે જીવડાઓને એમ કહી પામર પ્રજાઓનું ચિત્ર ધ્વનિત કર્યું છે. શોપાગુખોરો--ગંદી વસાહતોના બાજખાઉ માલિકો એટલા તો કૃપણ અને ક્રૂર છે કે કાચબાને ચોંટેલી જૂને પણ નીચોવી લે છે.

'કેન્ટોઝ' અસંખ્ય અવાજો અને અસંખ્ય સ્વરોનું મહાકાય રૂપ છે. હોમર અને દાંતે આદિ સર્જકોના અવાજો ઉપરાંત અહીં નાનામોટા કવિજનોના સ્વરો ગૂંથાયેલા છે. અનેક કાવ્યશૈલીઓનું અહીં મિશ્રણ છે. કાવ્ય વિસ્તરે છે એકથી વિશેષ કેન્દ્રો પર પણ પાઉન્ડનો નિહિત અર્થ કાવ્ય સમગ્ર પર પથરાયેલો છે. આ અર્થ છે આધુનિક નારકીય સંસ્કૃતિને તેના સાચા પરિપ્રેક્ષ્યમાં જોઈ એક આદર્શ વિશ્વના નિર્માણ માટે ઉદ્યુક્ત થવું.

એઝરા પાઉન્ડના મૃત્યુ સાથે જાણે સૈકો આખો સંકેલાઈ ગયો. આ સદીમાં ભાગ્યે જ અન્ય કોઈ કવિએ મનુષ્ય મનુષ્ય તરીકે જીવે તે માટે આટલો આત્માને પ્રજાળી મૂકે તેટલો આત્મપરિતાપ વેઠ્યો હોય.

**એક કન્યા ☐ એઝરા પાઉન્ડ ☐ અનુ.: વાડીલાલ ડગલી**

વૃક્ષ મારા હસ્ત મહીં પ્રવેશ્યું છે,
વૃક્ષ કેરો રસ મારા બાહુ લગી ચડ્યો છે,
વૃક્ષ મારી છાતી મહીં વિકસ્યું છે –
નીચે જતું,
મારામાંથી ડાળીઓ ફૂટે છે, બાહુ જેમ.

વૃક્ષ તું છે,
લીલ તું છે,
તું પવનમાં ઝૂલતાં વાયોલેટનાં પુષ્પો છે.
શિશુ – સાવ ઊંચે – તું છે,
અને દુનિયાને મન આ બધી મૂર્ખામી છે.
['ગ્રંથ'-નવે. ૧૯૭૨]

## સુધારીને વાંચવા વિનંતી

ઑગસ્ટ '૭૨ 'કવિતા'ના ૩૦મા પાના ઉપર શ્રી વાડીલાલ ડગલી લિખિત 'એ જ' કાવ્યમાં એક મુદ્રણદોષ રહી ગયો છે. કાવ્યની આઠમી પંક્તિમાં 'દેવધારી'ની જગ્યાએ 'દેવદારી' વાંચવું.

## સમય તો.... □ મહેશ શાહ

સમય તો
હાથીની સાથે ચાલવા જાય છે
ને રિબાઈ રિબાઈને
કચડાય છે, ઊંટની સાથે
દોડવા જાય છે ને વાંકોચૂકો
મોચવાય છે, હરણની સાથે
હોડમાં ઊતરે છે ને
હારી જાય છે, કૂતરાની સાથે
હડકાયો થાય છે ......

માણસની જોડે
રહીને ટ્રેનમાં ગાળો ને
ધક્કા તો ખાય છે પણ સ્ટોપ
પર એને પડતો મૂકી દોડતો
બસમાં ચડી જાય છે,
પછી એ ઑફિસે આવે ત્યારે
મસ્ટરમાં રેડમાર્ક બનીને
છીંકાછીંક કરતા બસના લાલચોળ
નાક જેવું હસે છે ......
અપશુકનિયાળ ...

સમય તો ...

## □ હરીન્દ્ર દવે

તાળીઓની અપેક્ષાએ
શબ્દોને તમારી પ્રજ્ઞાના અજવાળામાં.
જોવા પ્રયત્ન કરું છું
ત્યારે યાદ આવે છે
એ કવિઓ જે કદાચ અત્યારે
સઘન એકાંતમાં કવિતા લખી રહ્યા છે!

આસપાસનો અંધકાર
નિયોન લાઈટ્સથી ત્રાસી
મારી ભીતર નાસી આવ્યો છે:
મારું એકાંત
શબ્દોના આઈસબર્ગને ઠેકતું ઠેકતું
તમારા સૌમાં વહેંચાઈ જવા તત્પર છે.

કન્ફ્યૂઝન માટે શાણા માણસોની
સલાહનું અજવાળું માગું છું ત્યારે
અજવાળાથી કન્ફ્યૂઝન
સિદ્ધ થાય છે
એ વાત કેમ નહીં સમજાતી હોય?

## હ્યુ શીલ □ ડેનિયલ બ્રાયન્ટ □ નીરવ મહેતા

[ચાઈનીઝ કવિતા]
દસ કે વધુ વર્ષ પહેલાં
એક પુરુષે મારી સામે સ્મિત કર્યું:
ત્યારે મને કશી જ ગમ ન પડી :
માત્ર તેના સ્મિતનું સૌજન્ય અનુભવાયું.

એ પુરુષનું શું થયું એની મને જાણ નથી:
પણ હજી ટકી રહ્યું છે એ સ્મિત:
એને ભૂલી નથી શકતી એટલું જ નહીં,
જેમ એનો વધુ વિચાર કરું છું એમ એ વધુ નિકટ લાગે છે.

એના માટે મેં લખ્યાં છે ઘણાં પ્રેમગીતો,
ઘણી યે પરિસ્થિતિમાં એને વણી લીધો છે;
કેટલાકે વેદનાને જોવા પ્રયત્ન કર્યો છે,
કેટલાકે હર્ષને.

વેદના પણ ઠીક છે અને હર્ષ પણ :
એ બધાથી પર એક જ વસ્તુ રહે છે– પેલું સ્મિત,
એ સ્મિત કરનાર માણસ મને હજી મળ્યો નથી
પણ એના સ્મિતના સૌજન્ય માટે હું કૃતજ્ઞ છું.



## પતિતપાવની □ ભારતભૂષણ □ અનુવાદ : મેઘનાદ ભટ્ટ

અનહદ અવાજ, ધરાર ધામધૂમ, શંખનાદથી થડકી ઊઠ્યું'તું સારુંય વાતાવરણ અસીમ સીમાઓ સુધી વ્યાપી ગયો'તો ઉમંગ. ભગીરથ ઉતારી લાવ્યા'તા ગંગા ધરતી પર. ધક્કંધક્કા કરતા'તા લોકો. ઉત્સાહનો કેવો એ અનેરો નાચ-–હાશ! અંત આવ્યો હવે સાગર-પુત્રોના સકળ એ અભિશાપનો. ગીત-સંગીતના તાનમાં સ્વર્ગની એ નદીનાં દર્શન કાજે ઊમટીતી માનવ-મેદની. માર્ગમાં એવા પણ ભાગ્યવાનો મળ્યા જે દર્શનનો આનંદ માણી પાછા ફરી રહ્યા'તા, એ સદ્ભાગી માનવવણઝારને ઘેરી

સહુ ઊભા રહી ગયા. બાળકો ઉમંગનો મંજુનાદ કરતાં જયજયકાર કરતાં પૂછતાં'તાં બધાં: 'કેવી છે, કેવી છે એ પવિત્ર નદી? ક્યાં છે? ક્યારે આવશે એ અહીં?' એમનું આશ્વાસનભર્યું સ્મિત એટલું તો અવશ્ય કહેતું'તું: 'હવે વાર નથી.' અને ત્યારે જ નદીના એ શુભાગમનને વધાવવા આરસના ઘાટ બન્યા, એના પર મીનાકારી કરવા દેશ-પરદેશથી કારીગરો આવ્યા. શેઠ-સોદાગરોએ એ પથ્થર પર એમના, એમની પાંચ પેઢીઓનાં નામ કોતરાવી દીધાં. ભક્તોએ ટીંગાડ્યાં ઘંટ-ઘડિયાલો. સહેલાણીઓએ સુખડની નાવ બનાવડાવી. નવી પેઢીના મતવાલા યુવાનોએ 'સ્વીમિંગ ક્લાસીસ' 'જોઈન' કરી દીધા—અને ઘાટના કિનારાની જમીનના ભાવો રાતોરાત આસમાને પહોંચી ગયા. અફવાઓના બજારમાં થોડા જ દિવસમાં ગરમીનું મોજું ફેલાઈ ગયું. કોઈ કહેતું સંભળાયું કે ભગીરથ અલોપ થઈ ગયા અને એમનો શંખ પડતોઆખડતો ડફોળ શંખ થઈ ગયો. પડ્યો પડ્યો એ એવો તો ભારી થઈ ગયો કે એને વગાડવો તો ઠીક પણ ઊંચકવો પણ મુશ્કેલ થઈ ગયો. ત્યારે નૈઋત્ય દિશામાંથી ઇજનેરો બોલાવવામાં આવ્યા અને વાયવ્ય દિશામાંથી 'ક્રેઈન' મંગાવવામાં આવી. વર્ષોના શ્રમ, પરિશ્રમ અને આયોજન બાદ એ શંખ ઊંચા એક સ્તંભ પર ગોઠવી દેવાયો. એના પર 'ફ્લડ-લાઈટ' લગાડવામાં આવી જેથી સેંકડો જોજન સુધી એ દિન-રાત દેખાયા કરે અને જૂની પેઢી નવી આવનાર પેઢીને બતાવી શકે: 'જુઓ એ જ પેલો શંખ જેના ઉદ્‌ઘોષ સાથે ભગીરથ સ્વર્ગથી ગંગાને ધરતી પર લાવ્યા'તા. અને જે હવે તો જલદીથી અહીં આવવાની જ છે. પણ કાળની અંધારી કોટડીમાં પૂરો એક યુગ અને ત્રણ પેઢી વિલીન થઈ ગયાં અને હજુ પ્રગટી નથી એ ગંગા-દ્યુતિ. રહી રહીને અંદર અંદર ગુફતેગુ થાય છે કે પતિત-પાવની આવી તો ગઈ છે પણ રસ્તામાં કાગળના પુંજમાં પતિત બની ગઈ છે. જોકે એમાં આશ્ચર્ય જેવું ય કશું નથી. ભૂગોળમાં એવું હું શીખ્યો છું કે એવી અનેક નદીઓ હોય છે જે સમુદ્રને મળતી નથી અને કંઈક એવી પણ હોય છે જે ક્યાંય નથી પ્રસરતી—માત્ર સુકાઈ જાય છે. આશ્ચર્ય તો માત્ર એ વાતનું છે કે વર્ષો પહેલાં શીખેલી ભૂગોળની વાત આજે ઇતિહાસની હકીકત બની ગઈ છે.



□ લલિત જાટકિયા

ખરે પાંદડાં
ઊડે પંખી; વૃક્ષને
ઊડવું કેમ?

☐ હરીન્દ્ર દવે

એટલી હદે અડવું લાગે છે.
કે જાણે
હું વૃક્ષ પરનું પાન નથી,
ધરતીમાંથી ફૂટેલું તરણ નથી.
દીવાલ પરની ઈંટ પણ નથી.

ડેડલેટર ઑફિસમાં પડેલા કાગળની માફક
કોના માટે લખાયો છું એ જાણું છું.
પણ ત્યાં સુધી પહોંચાડે એવી કોઈ એંધાણી ક્યાં?

☐ બરકત વીરાણી 'બેફામ'

એમાં તમે છો, હું છું અને થોડા મિત્ર છે;
એથી જીવનકથાના પ્રસંગો સચિત્ર છે.

દિલની સમક્ષ મારે નથી તારી કંઈ જરૂર,
દર્પણ નથી હવે એ, એ હવે તારું ચિત્ર છે.

જો એમાં જીવ હોત તો એ પણ સરી જતે,
સારું છે — મારા હાથમાં નિર્જીવ ચિત્ર છે.

એક સારા માનવીનું મુકદ્દર ઘડયું ખરાબ!
કોને કહું કે મારી વિધાતા વિચિત્ર છે?

સૌ નિંદકોને લાવી દીધા છે પ્રકાશમાં,
આપ જ કહો કે કેટલું ઊજળું ચરિત્ર છે.

બેફામ જાઉં છું હું નહાઈને સ્વર્ગમાં,
જીવન ભલે ન હોય, મરણ તો પવિત્ર છે.

# કેફિયત

સાથે સાથે આવ્યા જેની
એ પણ અમને અહીં મૂકીને
આગળ ચાલ્યો

અધવચ્ચે અટકેલા અમને
ઓળખશો ના,
અડધાપડધા ચાલ્યા જાશું સપનાંમાં
ને વધ્યાઘટ્યા અટવાઈ જશું ઓછાયામાં
ને તોય જાગ્યા તો
ચાંદાને ઓલે સૂરજ દઈ દઈશું
તમને.

અમને કેવળ માયા છે માયાના લયની,
આગળ પાછળ આમતેમ ફેલાઈ જવાની.
નથી ઊગવું ફરી અમારે કોઈ સ્મરણમાં,
અમને ફાવટ આજકાલના અંતર વચ્ચે
ફૂલી જવાની,
દૂર દૂરના અંધકારમાં ભળી જવાની.
હવે પછીના અજવાળામાં રહી જાય ના
કોઈ નિશાની;
અમને ગમશો
પૂરી થાય ત્યાં પૂરી થાય જે
એ જ કહાની.

૧૯૬૮ — રઘુવીર ચૌધરી



રઘુવીર ચૌધરી

પ્રિય સુરેશભાઈ,

'કવિતા-૩૧'માંથી ઉત્તમ કાવ્યની પસંદગી કરવાનું કાર્ય મને સોંપ્યું તે સદ્‌ભાવ માટે હું તમારો ખૂબ આભારી છું.

તમે સોંપેલા કાર્યે મારે માટે થોડીક રમ્ય મૂંઝવણ ઊભી કરી છે: ગાંધી યુગની કવિતાથી ઘડાયેલી મારી કાવ્યાભિરુચિ આ કાર્ય કરવામાં અદૃષ્ટ ભાગ તો નહિ ભજવે ને? તો બીજી બાજુથી, 'કવિતા'માંનાં વિવિધ રુચિવાળાં કાવ્યોનો આ નિમિત્તે તુલનાત્મક અભ્યાસ કરવાનો મોકો મળશે તેનો આનંદ પણ ઓછો નથી. વળી, એમ પણ થાય છે કે ભલેને કવિતાની ટેક્નીક ગમે તે યુગની હોય, પણ અન્તે આસ્વાદ તો કાવ્યરસમાંથી જ લેવાનો છે ને? એમ ન હોત તો 'કવિતા'માં અનેક વાર મળી આવતી અછાંદસ રચનાઓનું સૌંદર્ય કેમ માણી શકત?

હવે મૂળ વાત ઉપર આવું. આ અંકમાં **શ્રી જયન્ત પાઠકનું 'વેરાન'** મને ઉત્તમ કાવ્ય લાગ્યું છે. આ કાવ્ય તેનાં ઇન્દ્રિય-પ્રત્યક્ષ કલ્પનને કારણે મારા ચિત્તમાં અને હૃદયમાં વસી ગયું છે. બાર વરસે ફરી પાછું ગામ જવાનું થાય છે. બધું સુધરી(!) ગયું છે. સુધરેલા ગામનું નામ પણ બદલાઈ ગયું છે, પણ કવિની સ્મૃતિમાં જળવાયેલું જૂનું ગામ આ કાવ્યમાં સજીવ થઈ ઊઠે છે: આંગણામાં ઊભેલો વગડો ઊગમણી પા ટેકરીઓની સોડે પાછે પગલે દોડે છે અને કલરવ કરતા માળા પણ સૂરજિયા અંધારા સાથે પગપાળા દોડે છે. આ ઉપરાંત, શિયાળ, સાપ, રાનબિલાડા વગેરેના ઉલ્લેખથી વન્યશોભાનો વૈભવ પણ કેવી તાદૃશ્યતા સર્જે છે! પણ હવે તો—

**રેત-કાંકરા પાછળ મૂકી વહી ગયા રે વ્હેળા.**

આ એક જ ધ્વનિસભર કલ્પનથી કવિ કેટલું કહી જાય છે!

વળી, ખરખર મારાં ખરી રહ્યાં છે પાનથી કડડડ કરતાં પડી જતાં વૃક્ષોનું દૃશ્ય કેવું સુરેખ આપણી નજર સામે ખડું થાય છે! આ વર્ણનને કવિ સેન્દ્રિય આત્માનુભૂતિના સ્તર સુધી ઊંચકી લઈ જઈ શક્યા છે. છેવટે,

**હર્યુંભર્યું (હું) રાન હવે વેરાન!**

પંકિતમાં શબ્દલય અને વ્યંજક અર્થ કેવા સંવાદી બની ગયા છે! રાન તેની હૃદયસ્પર્શી વેદના ડૂસકાં ભરીને આપણી પાસે વ્યક્ત કરતું હોય તેમ આ પંકિતઓ અનેક વાર આપણા કાનમાં ગુંજ્યાં કરે છે... ગુંજ્યાં જ કરે છે. કાવ્ય વાંચીને બેસીએ ત્યાર પછી પણ તેના પડઘા સંભળાયા કરે છે.

'કવિતા' ગુજરાતના કાવ્યસ્રોતને સજીવ રીતે વહેવડાવી રહ્યું છે તે માટે તેને અને તમને અભિનંદન આપ્યા વિના રહી શકતો નથી.

અમૃતલાલ યાજ્ઞિક

# શ્રીમદ્ ભગવદ્‌ગીતા : અધ્યાય ૯

## રાજવિદ્યા–રાજગુહ્યયોગ

### અનુ.: મનસુખલાલ ઝવેરી

શ્રી ભગવાન બોલ્યા :

ઈર્ષ્યારહિત છે પાર્થ! તું, તેથી કહું છું તને
સ્વાનુભવથી સંયુક્ત અધ્યાત્મ જ્ઞાન ગુહ્ય જે
ગુહ્યોમાં, જાણી જે મુક્ત અકલ્યાણથી તું થશે.

જ્ઞાન આ સર્વ વિદ્યાનો રાજા, રાજા રહસ્યનો,
પવિત્ર, શ્રેષ્ઠ, પ્રત્યક્ષ અનુભૂતિ થઈ શકે
તેવું, આચરવું સ્હેલું, ધર્મ્ય ને અવિનાશી છે.

જેને આ ધર્મમાં શ્રદ્ધા નથી તે પુરુષો મને
પામ્યા વિના ફરે પાછા મૃત્યુસંસારને પથે.

મારા અવ્યક્ત રૂપેથી વ્યાપ્યું મેં સર્વ વિશ્વ આ;
ભૂતમાત્ર વસ્યાં હું–માં; હું તેમાં વસતો નથી.

ને વળી મુજમાં પાર્થ! ભૂતમાત્ર નથી વસ્યાં!
ઐશ્વર્યયુક્ત મારી તે યોગશક્તિ નિહાળ તું.
મારો આત્મા, કર્યાં જેણે ઉત્પન્ન ભૂતમાત્રને,
કરી ધારણ ભૂતોનું એ રહ્યો, ભરતર્ષભ!
ને છતાં પણ તે પાર્થ! ભૂતોમાં વસતો નથી.

ગતિ છે જેની સર્વત્ર એવો વાયુ મહા વસે
નિત્ય આકાશમાં, તેમ મારામાં ભૂત સૌ વસે,
એમ તું જાણ, અર્જુન!

ભૂતો સૌ કલ્પને* અંતે મારી પ્રકૃતિમાં ભળે;
૭ આદિમાં કલ્પકેરા હું સર્જું છું તેમને ફરી.

મારી પ્રકૃતિકેરો હું લઈ આશ્રય સર્જું છું
ફરી ફરી જ ભૂતોના આ સમસ્ત સમૂહને,
૮ વશ પ્રકૃતિને હોતાં, છે પરાધીન પાર્થ! જે.

છતાં સર્જનનાં કર્મો વિશે આસક્ત હું નથી,
ને ઉદાસીન જેવો હું રહું છું, તેથી અર્જુન!
૯ કર્મો તે મુજને પાર્થ! કરતાં નથી બન્ધન.

મારી નજરની નીચે, જડ-ચેતન સૃષ્ટિને
પ્રકૃતિ પ્રસવે છે: આ કારણે, પાર્થ! સૃષ્ટિની
૧૦ ઉત્પત્તિ-લયનું ચક્ર અવિશ્રાન્ત ફર્યાં કરે.

જાણતા નથી જે મારા પાર્થ! પરમ સ્થાનને
તે મૂઢો, માનુષી જેણે ધાર્યો છે દેહ તેહવા
મને – સર્વ ભૂતોકેરા મહા ઈશ્વરને – અહીં
૧૧ ઉવેખે છે, ધનંજય!

આશા છે તેમની વ્યર્થ, કર્મો છે વ્યર્થ તેમનાં,
વ્યર્થ છે તેમનું જ્ઞાન, અવળી બુદ્ધિ તેમની;
મોહમાં નાખનારી ને રાક્ષસી, વળી આસુરી
૧૨ પ્રકૃતિના મહાબાહો! આશ્રયે જન એ રહ્યા

મહાત્મા પુરુષો, કિન્તુ, દૈવી પ્રકૃતિને રહી
આશ્રયે, મુજને - ભૂતમાત્રના આદિકારણ
અને અવ્યયને - જાણી, અનન્ય ચિત્તથી મને
૧૩ ભજે છે, ભરતર્ષભ!

ને સદા મથતા, ધારી વ્રત નિશ્ચલ, યોગમાં
રહી નિત્ય કરે છે તે મારું સતત કીર્તન,
૧૪ ને પૂજે છે મને પાર્થ! ભકિતભાવે નમી નમી.

તો બીજા જ્ઞાનયજ્ઞોથી વિશ્વતોમુખને – મને –
એકમાત્ર પરબ્રહ્મરૂપે કિંવા પૃથક્ પૃથક્
સૂર્યચન્દ્રાદિને રૂપે, બહુ રીતે ઉપાસતા. ૧૫

હું છું ક્રતુ, હું છું યજ્ઞ, હું સ્વધા છું, હું ઔષધ,
મંત્ર હું, હું જ છું આજ્ય, અગ્નિ હું, હુત પાર્થ! હું.× ૧૬

હું છું આ જગનો ધાતા, પિતા, માતા, પિતામહ,
પવિત્ર જ્ઞેય, ઓંકાર, ઋક્, યજુ, સામ, અર્જુન!
ગતિ, ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણું સુહૃદ,
બીજ અવ્યય ને કોષ, ઉત્પત્તિ, સ્થિતિ ને લય. ૧૭–૧૮

સૂર્યને હું તપાવું છું; રોકું વર્ષાવું મેઘને;
હું છું અમૃત ને મૃત્યુ; પાર્થ! હું છું અને નથી. ૧૯

છે જે વિદ્વાન પાર્થ! વેદો ત્રણેના
ને છે જેઓ પાપથી મુક્તિ પામ્યા,
કીધું જેણે સોમનું પાન, જેઓ
પૂજી યજ્ઞોથી મને, સ્વર્ગકેરી
ઇચ્છા ધરે, તે જન ઇન્દ્રકેરો
કૌન્તેય હે! લોક પવિત્ર પામી,
સ્વર્ગે માણે દેવના દિવ્ય ભોગ. ૨૦

તેઓ માણી સ્વર્ગ પેલું વિશાળ
આવે, પુણ્યો ખૂટતાં, મૃત્યુલોકે;
ને આમ આવાગમને ચડે છે
તેઓ, નિષ્ઠા જેમની છે સકામ
વેદપ્રોક્ત યજ્ઞયાગાદિમાં હે,
ને જે સેવે કામના ભોગકેરી. ૨૧

અનન્ય ભાવથી મારું કરી ચિન્તન, જે મને
ઉપાસે છે, જનો તેવા સદૈવ યોગયુક્તના
યોગક્ષેમતણો ભાર હું વહું છું, ધનંજય! ૨૨

ને શ્રદ્ધાથી થઈ યુક્ત જે ભક્તો અન્ય દેવને
યજે છે તે ય કૌન્તેય! વિધિપૂર્વક ના છતાં,
૨૩ મને જ યજ્ઞથી યજે.

કેમકે સર્વ યજ્ઞોનો ભોક્તા ને પ્રભુ હું જ છું;
નથી તે જાણતા કિન્તુ મારા સાચા સ્વરૂપને,
૨૪ ને તેથી લપસી પડે.

દેવોને પૂજનારાઓ દેવોને પાર્થ! પામતા,
પિતૃઓના પિતૃઓને, ભૂતોના ભૂતને, અને
૨૫ મદ્‌ભક્તો પામતા મને.

पत्रं पुष्पं फलं तोयं —જે આપે પ્રેમથી મને,
એ શુદ્ધ ચિત્તવાળાનું ભક્તિભાવે સમર્પિત,
૨૬ સ્વીકારું છું હું, ભારત!

જે કરે તું, તું ખાયે જે, જે હોમે, દાન જે દિયે,
૨૭ તપસ્યા જે કરે, સર્વ તે મને કર અર્પણ.

શુભાશુભ ફલોરૂપી, કર્મબન્ધનથી થશે
આ વિધે મુક્ત તું, પાર્થ! ને કર્મફળત્યાગના
૨૮ યોગથી થઈ યુક્તાત્મા, પામશે મુક્ત થૈ મને.

સૌ મને સરખાં ભૂતો, વ્હાલું કે દવલું ન કો,
તો યે ભક્તિથી પૂજે જે મને તે મુજમાં વસ્યાં,
૨૯ ને હું યે તેમની મહીં.

ભલે હોય દુરાચારી મોટો, પાર્થ! તથાપિ જે
મને જ એકનિષ્ઠાથી ભજતો હોય, તેહને
૩૦ સાધુ જ ગણવો: કાં કે એનો છે યોગ્ય નિશ્ચય.

શીઘ્ર એ થાય ધર્માત્મા ને પામે શાન્તિ શાશ્વત,
૩૧ જાણી લે નક્કી કે નાશ મદ્‌ભક્ત પામતો નથી.

સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો ને જન્મજાત પાપીઓ
પણ મોક્ષગતિ પામે મને જ વળગી રહી. ૩૨

તો પછી વાત શી, પાર્થ! મારા જે ભકત હોય તે
પવિત્ર બ્રાહ્મણોકેરી અને રાજર્ષિઓ તણી?
આવ્યો છે તું, મહાબાહો! સુખહીન અનિત્ય આ
મૃત્યુલોક વિશે, તેથી કર તું ભકિત માહરી. ૩૩

લગાડ મન મારામાં, મારો થા ભકત, પૂજ તું
મને, કર નમસ્કાર મને: ને આમ જોડીને
ચિત્તને મુજમાં, પાર્થ! અને થૈ મત્પરાયણ
પામશે મુજને જ તું. ૩૪

રાજવિદ્યા—રાજગુહ્ય યોગ નામે નવમો અધ્યાય પૂરો.

* કલ્પ — બ્રહ્માનો દિવસ

× ક્રતુ – શ્રુતિ પ્રોકત (શ્રૌત) યજ્ઞ; યજ્ઞ – સ્માર્ત યજ્ઞ;
સ્વધા – શ્રાદ્ધને દિવસે પિતૃઓને અર્પવામાં આવતું અન્ન;
ઔષધ – યજ્ઞને માટે શાકભાજીમાંથી બનાવવામાં આવતા
ખાદ્ય પદાર્થો;
આજ્ય – ઘી; હુત – આહુતિ.

## ચાલને પિયા! □ જગદીશ જોષી

વાંસની કરી છાબડી તેમાં દુઃખ મૂકીને વ્હેણમાં વ્હેતું કર્યું
ચાલને પિયા! સુખની સામેસામ: થશે આ પલ તો હરીભરી...

નીલ ગગનનો દરિયો લ્હેરે
વાગશે સોનલ સાંજને ઘેરે
નેણ આ ઝૂકે તારે ચ્હેરે
દૂરના કોઈ સૂર આવીને કેશમાં સિંદૂર જાય રે ભરી:
ચાલને પિયા! સુખની સામેસામ: થશે આ પલ તો હરીભરી...

નભની પેલે પાર વસે છે
સૂનો સૂનો મહેલ હસે છે
શમણાંઓ તો તસતસે છે,—
વાદળ થઈને આંખ તો પછી જાય રે ઝરી, જાય રે ઝરી:
ચાલને પિયા! સુખની સામેસામ: થશે આ પલ તો હરીભરી...

હળવે હળવે હવા વહે
મનમાં મારા ઝંખના રહે
'કંઈક તો કહે, કંઈક તો કહે!'
વેણ એ તારા વ્હેણમાં દીવા થઈને સરી જાય રે તરી:
ચાલને પિયા! સુખની સામેસામ: થશે આ પલ તો હરીભરી...
આકાશ|

## ગીત ☐ ઘનશ્યામ ઠક્કર

મળવાનું મન પ્હોંચ્યું જોજનવા દૂર તોય ખેંચાતી જાઉં છું પછીતે!
ગોકુળમાં ઓળખેલ શામ, તને દ્વારિકામાં ઓળખી શકીશ કઈ રીતે?

ઝાંઝર - શાં ઝાગુઝાગુતાં ડોલતાં કદંબ, આજ ડોલે તો રણકે છે હીરા!
વનગ તે વંન મહીં કાંટાળી બોરડીને ભેટતાં ય પડતા'તા ચીરા?
કોને કહીં, શમાણામાં તારા એ આરસના ચોકમાં ય ચાલતાં શું વીતે?

તારી સંગાથ ગ્રહ્યો ગોવર્ધન, આજ તારા પીંછાનો ભાર પણ ખમાય ના.
ધગધગતો હેમ - રસ વ્હેતો દેખાય એવી જમનાને કાંઠે બેસાય ના!
છેવટે જો રણશિંગા ફૂંકવાં હતાં તો કેમ વીંધી'તી વાંસળીના ગીતે?

ગોકુળમાં ઓળખેલ શામ તને દ્વારિકામાં ઓળખી શકીશ કઈ રીતે?
મળવાનું મન પ્હોંચ્યું જોજન - વા દૂર તોય ખેંચાતી જાઉં છું પછીતે.



## ☐ હરીન્દ્ર દવે

કહેવું છે કેટલું ને જરા પણ સમય નથી,
શબ્દો ઘણાબધા છે અને કોઈ લય નથી.

તોફાની સાગરોના ભંવર છે આ વર્તુલો,
કોઈ રૂપાળા હાથે સુહાતાં વલય નથી.

જીવતરના થાક સાથે હું જાગું છું રોજ રોજ,
કલ્પું છું રાતના, એ સવારે પ્રલય નથી.

શબ્દોનું રૂપ જોઉં છું, વાંચી શકું છું મૌન,
કીર્તિની ક્યાં સ્પૃહા, હવે મૃત્યુનો ભય નથી!

આંખો મળી એ પ્હેલાં ને છૂટા પડયા પછી,
ભરપૂર પ્રેમ છે: છતાં વચ્ચે પ્રણય નથી.

સમય]

## કેવળ કોઈ સ્ત્રી જ શા માટે? □ કવિ અને અનુવાદક: વીરેન્દ્રકુમાર જૈન

(હિન્દી કવિતા)

કેવળ એક સ્ત્રી:
પેલું વૃક્ષ, મેદાન, સાપ,
પેલી કમાન કેમ નહીં ...?

આ પેઈન્ટિંગ, અરીસા, બારી
કે કોઈ પાસ
પસાર થતો ચહેરો કેમ નહીં ...?

અને આ સડકની ઉત્સુક નિર્જનતા
જેમાં સમાયાં જ કોઈ આવશે:

અથવા આ વિશુદ્ધ અવકાશ
જેમાં કોઈ જ નથી આવવાનું:
કેમ નથી જતો આ બધામાં તમારો પ્યાર ...?

... પ્યાર જે નદી છે જે નથી વળતી પોતાના ઉદ્‌ગમમાં:
સુગન્ધ, જે નથી વળતી પોતાના ફૂલમાં:
હવા, જે ક્યાંથી આવી,
અને ક્યાં જશે, તેની ખબર નથી પડતી ...!

પ્યાર, જે વળીને નથી જોતો:
જે એક પર નથી અટકતો, દરેક સન્મુખ આવેલામાં સમાઈ જાય,
અને સામે આવેલાને સમાવી લે છે.

તે શાને અટકી રહ્યો છે
કોઈ આંખોમાં, કેશોમાં,
કોઈ મુખાકૃતિમાં, ભાવમુદ્રામાં ...?

કેવળ કોઈ સ્ત્રી જ શા માટે –
કેમ નહીં આ ધૂળ-જામેલો પિયાનો,
જેમાં બિથોવન સૂતેલો છે:
સ્પર્શો નથી તમે એને કેટલાય દિવસોથી:
સ્પર્શો તો ખરા ...
એક બન્ધ આકૃતિ
આકાશ બનીને વહી જશે ...!

## ફોરમની જેમ □ ભાનુપ્રસાદ પંડયા

ફોરમની જેમ કરે ગૂફતેગુ દૂરથી ય ઝંખું છું એક એવા ક્હેણને,
આખા યે અંગને ઊગે રોમાંચ એવા વ્હેવા દ્યો નીરવના વ્હેણને!

સુણી સુણીને થાકી અદકેરા બોલ જે થંભ્યા સમજને સીમાડે,
એવા તો સૂર હવે સાંભળવા તલખું જે આગળા અલખના ઉઘાડે!
ઝળહળતો દીવો ના માગું દિયો ને એક આગિયો જે અજવાળે રેણને!

છેટેના પગરવમાં પ્રોવીને રાખવા રણઝણતા તાર તલસાટના,
મિલનને કૂપ નથી પૂરવાં અગાધ પેલાં ખળભળતાં નીરને ઉચાટનાં!
શ્રાવણોના અશ્વો સૌ ઊપડે છલાંગીને સરહદ બાંધીને ઊભા વેણને!
ફોરમની જેમ કરે ગુફતેગુ દૂરથી ય ઝંખું છું એક એવા ક્હેણને!

અડોઆડ ]



## જેમનું હૃદય વૃક્ષોનું □ મંગેશ પાડગાંવકર

[ મરાઠી કવિતા ]

જેમનું હૃદય વૃક્ષોનું તેમને જ ફકત ફૂલો આવે
તે જ વધે, પ્રકાશ પીએ, તે જ મોસમ ઝીલી લિયે,

તેમને ગરજ હોતી નથી વ્યાખ્યાનબાજ કંઠોની,
કાન બહેરા કરે એવા આધ્યાત્મિક ઘંટોની

તેમને માણસ, સીડી નથી પાય મૂકીને ચડવાની
તેમની સોડમાં જગા હોય છે ખોવાયેલાંને છૂપવાની.

તેમને સ્હેજે સમય નથી સત્તા પર પણ થૂંકવાનો
ભોળો ભોળો તડકો તેમને ખભે બેસી કૂદવાનો

જેમનું હૃદય વૃક્ષોનું તેમને જ ફકત ફૂલો આવે
તે જ ફકત ગુચ્છા જેવા ચોમાસાને સૂંઘી લિયે

□ સુનીલ ત્રિવેદી

ક્યારેક,
કરમાઈ ગયા પછી પણ,
ફૂલો વિષાદની ચૂસકી શા માટે પીતાં હશે?

અસ્ત થતાં સૂર્યના લાલ રંગ
જતાં, જતાં,
આકાશને કહ્યા વિના રહેતો નથી.
કે, મેં જીવનને માણી લીધું છે.
કોઈકનો શ્વાસ
આશ્વાસન નહીં, પણ, શ્વાસ થઈને વીંટળાયો હોત તો,–
કદાચ મને રાત પછીની સવાર કેવી હોત
એનો અણસાર આવત.

હવે તો વસંત આવી છે તો પણ
ફૂલોને વસંતનો વિશ્વાસ નથી,

આને જ લોકો કહેતાં હશે પાનખરની સાંજ?



ગઝલ □ જવાહર બક્ષી

તારા જવાનું જ્યારે મને સાંભરે રે લોલ,
આકાશ મારી આંખમાં ટોળે વળે રે લોલ.

જે આવવાનો કોલ તેં રાખ્યો હતો અહીં,
વરતાઈ થઈને ઝૂરી રહ્યો છે હવે રે લોલ.

બે–ચાર પગલાં ચાલું જો હું તારી યાદમાં,
એકલતા રસ્તો થઈ મને સામી મળે રે લોલ.

તારા વિનાનો મારો આ ભીનો ઉજાગરો,
કૂવાની જેમ અર્ધો ભરેલો રહે રે લોલ.

પરદેશીનું સ્મરણ તો ફક્ત આજની જ હૂંફ,
કાલે ફરી બરફનો સૂરજ ઊગશે રે લોલ.

## પુરુષાર્થ ☐ રમેશ જાની

કાલે સંધ્યાકાળે
કોઈકે કહેલું :
વેદના તો છે
માત્ર એક લાગણી,
એને વાળી દો
એટલે
એ શમી જશે.

......પણ,
સડસડાટ દોડયે જતા
ધોરી માર્ગ પર
સાવ છેડે છેડે
દબાઈને
ચાલતાં ચાલતાં
કશુંક ઓચિંતું આડે આવી
ધરતી ફાડીને ઊગી નીકળેલા
અડીખમ પથરા પર
પછાડ ખવડાવે
ત્યારે,
ક– ટ્રાક દઈને તૂટી જતા
છાતીના પીંજરાની
ધગધગની વેદના
નકરો અનુભવ મટીને
લાગણી કેવી રીતે બને ?
કોણ જાણે- !
પણ
મારે એવા અનુભવને
પલટાવીને
લોખંડના સળિયાની જેમ
એને જોરથી
વાળી દેવાનો છે.
☐

## કલમ અને કટાર ☐ હીરાલાલ ફોફલીઆ

ક્રૉસ પર જડેલા કાળા ચોરસ પર
ચાકની આંગળીથી પડતા અક્ષરોની નેગેટિવ
અદૃશ્ય પાંખો ફફડાવતી
આવી બેસે છે — મારી નોટ પર

કૂચ અને કવાયત માટે ખોડાયલાં
શિસ્તબદ્ધ ચોસલાંની ચોતરફ
અક્ષરોના જ સળિયાવાળી દીવાલ મેં ચણી દીધી છે.
એ સળિયાસીડી પર
એક - પછી - એક - પછી - એક પછી - એક
આંખ - હાથ - પગ ટેકવતો
હું ચડી જાઉં છું — છાપરું બનાવવા.

બરડા જેવા આડસરની બન્ને બાજુ
પાંસળાંની પેઠે વળાં વળગાડી દઈ
આખું ય પિંજરું વંજીથી છાવરી લેવા
હું કર્યા કરું છું — ચડઊતર.
ચામડી ચોંટાડતો હોઉં તેવી.

માટી પકવી પાડેલાં
(હૃદયકલમના કાર્ડિયોગ્રામ) નળિયાં જેવા
અક્ષરોની હારમાળા સંચારતો
નેવથી મોભ અને મોભથી નેવ
હું ફર્યા કરું છું — છેક પરનાળ સુધી.
સૂમસામ કોરાધાકોર દિવસની ધરતી પર
રૂમઝૂમ કરતી ઓગળતી રાતનાં
કલમનું પૂંછડું આમળતા
ચાસ પાડતાં પગલાં
દોડ્યે જ જાય છે —
અન્ત વગરના સમાન્તર પાટાની પેઠે
અને મને દેખાય છે:
ન્યૂ યૉર્કની એનસાઈકલોપીડિયા,
રંગૂનનો શબ્દકોશ
અને નકશો — નાગલપરનો.

પત્તાના મહેલ વચ્ચે વસતી
એમની સીધી શેરીઓમાં,
ઓલવાતા અક્ષરો વચ્ચેથી,
વહ્યા જ કરે છે —
સફેદ શાહીની નદીઓ

## તું ઇન્દ્રાકિન્દ્રા છોડ □ રમેશ પારેખ

અરે,
આમ નજરના ફેરવી લેવાથી
પાસેનું હોય તેને
થોડું જ પરાયું બનાવી શકાય છે?

એવું ખરું કે
હું ઘડીક હોઉં
ઘડીક ન યે હોઉં
પણ ઘડીકમાં ચોરપગલે તારી શય્યામાં સળ થઈ બેસી જાઉં
કે તારા કંઠમાં ધીમું ધીમું ગીત બની આવી ચડું
કે નીંદરની જેમ ઊડી યે જાઉં ...

હું કોઈ નક્કી નહીં હોઉં.

તારા પુસ્તકનું સત્યાવીશમું પાનું હોઈશ
તું ચાલે તે રસ્તો હોઈશ.
તારા ખુલ્લા કેશમાં ફરતી હવા હોઈશ

ક્યારેક રીસે ભરાઉં તો
તું મને સાંભરે પણ હું તો તારી યાદમાં જ ન આવું
છબીમાં હોઉં પણ તારી સામે ન જ હસું.
ક્યારેક જૂની પેટીમાં છુપાવેલ મારો કોઈ પત્ર બની
હું અચાનક જડું ને તને રડાવી ય દઉં, હાં ...

પણ અંતે તો સોનલ,
તું છે કેલિસ્કોપ
અને હું છું તારું બદલાતું દશ્ય

આપણે અરસપરસ છીએ.
નિડરતાનો કોઈ સવાલ જ ક્યાં રહે છે?
બસ, આપણે તો અરસપરસ છીએ

તારા સ્તનનો ગૌર વળાંક હું છું
તારી હથેળીમાં ભાગ્યની રેખા હું છું
તારા અરીસામાં દેખાતું પ્રતિબિંબ હું છું
હઠીલો છું.
તારી સકળ સુંદરતા બની તને ભેટી જ પડ્યો છું
તારું સકળ સોનલપણું જ હું છું, લે ...
અને તારે મારો ઇનકાર કરવો છે ?
એ પ્રયત્ન કરી જો.
દરિયા વચ્ચે બેસીને કોઈ દરિયાનો ઇનકાર કરે
તો દરિયો દરિયો મટી જાય છે ?

તને હું બહુ કનડું છું, કેમ ?
શું કરું ?
પ્રેમ સિવાય મારા માટે બધ્ધું જ દુષ્કર છે –..
તું જ કહે
તને ન ચાહું તો હું શું કરું ?

આપણે એક જાળમાં સપડાયેલાં બે માછલાં છીએ ?
એક શરીરની બે આંખ છીએ ?
મને તો ખબર જ પડતી નથી.
એક વાર તું જ કહેતી હતી કે
તું દરિયો છે ને હું તારું પાણી છું,
તું આકાશ છે ને હું તારો વિસ્તાર છું.

આ તું અને હુંના ટટા પણ શા માટે ?
અરે...રે.
તું સાવ બુદ્ધુ જ રહી.
આંખો મીંચીને રમીએ તેને સંતાકૂકડી કહેવાય
કંઈ 'જુદાઈ' ન કહેવાય.

ચાલ, ઇટ્ટાકિટ્ટા છોડ.
અને કહી દે કે, હું હારી ...


## Elegy For jane

My Student, Thrown By A Horse

By THEODORE ROETHKE

I remember the neckcurls, limp and damp as tendrils;
And her quick look, a sidelong pickerel smile;
And how, once startled into talk, the light syllables leaped for her,
And she balanced in the delight of her thought,
A wren, happy, tail into the wind,
Her song trembling the twigs and small branches.
The shade sang with her;
The leaves, their whispers turned to kissing;
And the mould sang in the bleached valleys under the rose.
Oh, when she was sad, she cast herself down into such a pure depth,
Even a father could not find her;
Scraping her cheek against straw;
Stirring the clearest water.

My sparrow, you are not here,
Waiting like a fern, making a spiny shadow.
The sides of wet stones cannot console me,
Nor the moss, wound with the last light.

It only I could nudge you from this sleep,
My maimed darling, my skittery pigeon.
Over this damp grave I speak the words of my love:
I with no rights in this matter,
Neither father nor lover.

"જેઈન"—પોતાની વિદ્યાર્થિની—ઘોડા પરથી ફેંકાઈ મૃત્યુ પામી છે; મરશિયું છે.

I rememter

જેઈન,
એની લટો, વેલીના તંતુઓ જેવાં ભેજવાળી અને સુંવાળી;
અને એની સતેજ દૃષ્ટિ અને એનું તીરછું, વેધક સ્મિત
કો પંખી,
પૂંછડી હવામાં ફંગોળતું
એકાએક,
(જાણે ઊંઘમાંથી જાગી ઊઠયું હોય અને) બોલવા માંડે
અને એના શબ્દો હળવાં, મધુર,
એના કંઠમાંથી કૂદતા-નાચતા સરી પડે,
એના ટહૂકાના કંપ વૃક્ષની શાખાએ-શાખાએ, ડાંખળીએ-ડાંખળીએ
સ્પંદન ફેલાવે, એવા એ મસ્ત પંખી શી
જેઈન,

I remember

જેઈન,
ગીત ગાય તો એની સાથે વૃક્ષ અને વેલી તો શું,
વૃક્ષની છાયા પણ ગાઈ ઊઠે, વૃક્ષનાં પર્ણોનાં સ્પંદનનો
ગુંજારવ ચુંબનનો ચિચકારવ બની બેસે. શુભ્ર ખીણમાં
ઊગેલા ગુલાબોના કયારાઓની માટી પણ ગાઈ ઊઠે
I remember
એવી એ જેઈન.

Oh, when she was sad.
પણ કયારેક એ ઉદાસ બની બેસે.
પરંતુ

Oh !

એની તો વાત જ શી કરું?
ત્યારે, એ ઉદાસીમાં એવી તો ઊંડી ગર્તામાં એ ઊતરી જાય
કે, "Even a father could not find her".
બીજું તો કોણ એના હૃદયને પામી શકે?
એ ઉદાસીમાં એકાદ તણખલું
ગાલ ઉપર ફેરવતી ફેરવતી

ઊંડા વિચારમાં
ઊંડા દર્દમાં
એ ખૂંપી ગઈ હોય;
કે પછી એકાદ તળાવના કાંઠે બેઠી બેઠી
શાંત પાણીમાં તણખલું ઘુમાવતી હોય,
ઊંડી ગર્તામાં,
ઊંડા દર્દમાં
ઊંડા ચિંતન અને ચિંતામાં ડૂબી ગયેલી,
ન ઢંઢોળી શકાય એવી સ્થિતિમાં ખૂંપી ગયેલી એ બાળાનું
કેટલું તાદૃશ્ય ચિત્ર છે એ!

Scraping her check against straw;
Stirring tbe clearest water.
Yes, I remember,
જેઈન.

જેઈનની આવી મૂર્તિની યાદે કવિ ખળભળી ઊઠે છે
અને
હવે એને યાદ કરીને કહે છે,
My sparrow, you are not here.

કવિ જેઈનની કબર આગળ ઊભો છે કહે છે,
My sparrow, you are not here.
મને સાંત્વન આપનાર કોઈ નથી. નથી કબરના આ ભીના
પથ્થરો આશ્વાસન દેતા; નથી સાંયકાળના આ અસ્ત થતા
પ્રકાશ ઝીલતી, ગૂંથતી કબરના પથ્થર પર
ઊગી નીકળેલી શેવાળ.
કશું જ, કશું જ મારા આ દિલને શાંત નથી કરતું.
મારામાં, તને આ શાશ્વત નિદ્રામાંથી ઢંઢોળી જગાડવાની શકિત હોત!
મારી અપંગ, (ઘોડા પરથી ફેંકાઈ ગઈ હતી તેથી ઘવાયેલી?) નિર્જીવ
વહાલી, મારી ચંચળ હોલી!

અને છેલ્લે આ કાવ્યના શિરમોર સમી પંકિતઓ છે:

"Over this damp grave I speak the word of my love
I, with no rights in this matter
neither father, nor lover."

મારી કરુણતા તો એ છે,
કે
નથી હું તારો પિતા, નથી પ્રાણયી,
તારા મૃત્યુ વિશે આંસુ સારવાનો, દર્દ કરવાનો,
મને અધિકાર પણ નથી.
I with no rights in this matter,
ન પિતા, ન પ્રાણયી.

પેલી ઉદાસીમાં ડૂબી ગયેલી, પોતાનામાં ખોવાઈ ગયેલી, ઊંડે ઊતરી ગયેલી પોતાની શિષ્યાને યાદ કરીને પણ કવિ પોતાનું ઊંડું, છાનું દર્દ રજૂ કરે છે:

"Even a father could not find her".

તારો પિતા પણ તને ખોળી ન શકે, તારા મનનો તાગ ન પામી શકે. ગુરુને પોતે જેઈનના પિતા ન હોવાનો વસવસો અહીં છતો થાય છે.

Even a father could not find her

અને છતાં ય તારા મૃત્યુના દર્દથી પીડાઈ હું રડી ઊઠું છું, હું,
"I with no rights in this matter,
neither father, nor lover".
કયા હકકે? કયા સગપણે?

મૃત્યુના દુઃખની અવધિની સ્થિતિની કલ્પના બે જ રીતે આવી શકે છે: પુત્રીના મૃત્યુથી પિતાની અને પ્રેયસીના મૃત્યુથી પ્રિયતમની. એમાં પેલા બિચારા ગુરુનું સ્થાન જ કયાં છે? અને છતાં ય જો એટલું જ ઉત્કટ, એટલું જ તીવ્ર દુઃખ થતું હોય તો?

I with no rights in this matter
Neither father, nor lover.

બે પંકિતઓમાં દુઃખની પરાવધિ દર્શાવવા કેવી સુંદર રીતે કવિ ચોટ મારે છે!

I, with no rights in this matter
Neither father, nor lover

તો ફરી એક વાર વાંચીશું,

I remember the neckcurls, limp and damp............
..........over this damp grave, I speak the words of my love:
I with no rights in this matter,
Neither father nor lover.

ન પિતા, ન પ્રણયી
અને ફરી એકવાર!!

---

પ્રસિદ્ધ વાર્તાકાર સુધીર દલાલ ટેક્સટાઈલ ટેકનોલોજિસ્ટ છે અને સૂતર-ઉત્પાદન સાથે સંકળાયેલા છે

સંગીતનો વાદ્ય જતાં શું નાશ? –સુંદરજી બેટાઈ
વર્ષ ૬ : અંક : ૨ ડિસેમ્બર, ૧૯૭૨
સળંગ અંક: ૩૨
મુખપૃષ્ઠ : સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

દ્વૈમાસિક

મુખપૃષ્ઠ પરનું અવતરણ 'ગ્રંથના' નવેમ્બર ૧૯૭૨ના અંકમાં શ્રી વાડીલાલ ડગલીના પ્રસિદ્ધ થયેલ લેખ 'એઝરા પાઉન્ડ: કવિનો કવિ'માંથી લીધું છે.



સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## ત્રણ પત્તીની બેઠક ☐ પન્ના નાયક

દર શનિવારે રાતના
અચૂક થતી
ત્રણ પત્તીની બેઠક
ને હજારોની ઊથલપાથલ.
સાથે, ભેળ-પાણીપૂરીની જયાફત.
પશ્ચાદ્‌ભૂમાં વાગતા રવિશંકરને
ડુબાવી દેતો
લોકોના ખડખડાટ હસવાનો અવાજ.
અચાનક
મારી નજર અટકી કોઈ એકાકી આંખોમાં
ને વંચાયું કે એ પણ
મારા જેવું જ
પરાયું પ્રાણી છે.
ઉકેલવા મથે છે
અંધકારની એકલતા.

દર શનિવારે
આપણે મળીએ ત્યારે
વાતો કરીએ છીએ
પતિની, બાળકોની
સાડીની, દાગીનાની,
રેસિપી અદલબદલ કરવાની,
પાર્ટીની, નોકરોની
ને બીજી સ્ત્રીઓની.
પેટ ભરીએ છીએ ક્ષુલ્લક વાતોથી.
ગળે ટૂંપો દેતા સમયને
ટૂંકાવવાના આ નુસખા છે.
પોતાની રિક્તતા, કંટાળાની સભરતા
ક્હો ક્યાં જઈ છુપાવવી?

જોઉં છું:
તમારી આંખો નીચે
મૃત્યુના કાળા કુંડાળા નથી.
સૂકા ખેતર જેવા
તમારા સ્પર્શનું તમને દુ:ખ નથી.
તમારા અવાજમાં
સ્મશાનની રોશની હોવાની પરવા નથી.
કેટલા બધા Well-adjusted છો તમે!

તમારા હાસ્યસંગીત ને
ટોળટપ્પાના ટોળામાં
મને લાધે છે સલામતી.
પણ કેટલીક વાર
આ જ રૂમમાં બેઠાં બેઠાં
તમારો અવાજ
પડઘાની જેમ
દૂર દૂરની ટેકરીઓ પરથી આવતો લાગે છે-
વાગે છે.
કેટલીક વાર ....

'Master thyself, then others shall thee beare'
    Pull down thy vanity
Thou art a beaten dog beneath the hail,
A swollen magpie in a fitful sun,
Half black half white
Nor knowst'ou wing from tail
Pull down thy vanity
        How mean thy hates
Fostered in falsity,
        Pull down thy vanity,
Rathe to destroy, niggard in charity,
Pull down thy vanity,
                I say pull down.
But to have done instead of not doing
        this is not vanity
To have, with decency, knocked
That a Blunt should open
        To have gathered from the air a live tradition
or from a fine old eye the unconquered flame
This is not vanity.
        Here error is all in the not done,
all in the diffidence that faltered.

EZRA POUND

૩૩

તંત્રી સુરેશ દલાલ

અંક ૩૩

ફેબ્રુઆરી ૧૯૭૩

એક રૂપિયો

જન્મભૂમિ પ્રકાશન

## એક આકાશાનુભૂતિ ☐ ભાનુપ્રસાદ પંડયા

આકાશ!
ભૂરા ભૂરા મૌનના નિવાસ!
તારા હોઠને અડીને સરતો
આ મેઘ સમીપ ગડગડે ...
તું દીધો રંગ પહેરીને
આ ઉદ્‌બાહુ ઉદધિ સામે જ આરડે ...
હા, પારિજાતનાં ફૂલોની જેમ
પંખીઓનો કલરવ
તારી ઊંડળમાં જ ખરે...
પણ આ સંકેતોનાં ચોસલાં પાડેલી
અમારી શબ્દ-શિલાઓ ય
ત્યાં જ દડે - ચડે - ગબડે ...
અને પવન બડબડે ... !
દિવસ અને રાત સાતતાલી રમે ...
યુગશિશુ ટમટમતી જાજમ પર
આળગોટિયાં ખાધાં કરે ...
તને આ બધું ગમે ?
મુખે નહિ હાસ કે તું નાખે ના નિસાસ!
ઉદાસ ? !
આકાશ! તું તો મારી આસપાસ,
મારા ઉદરને જ આવાસ!
બંધ પોપચે પ્રવેશવું તારું અનાયાસ!
લહું તને શ્વાસ – પ્રતિશ્વાસ ...

## નચિકેતા □ પ્રિયકાન્ત મણિયાર

સુકાઈ ગયેલાં તળાવની માટીને જીભથી ચાટી ચાટી
જે ગાયો છેલ્લીવાર પાણી પી ચૂકી છે
(બીજું છે જ નહીં)
છેલ્લી વારનું ઘાસ મૂળિયામાંથી ઉખેડી ઉખેડી
જેણે ખાઈ લીધું છે
(બીજું છે જ નહીં)
દાંત અને દાઢ જેનાં ચોકબંધ છે પણ
ખોટું ખોટું વાગોળવાથી
જેનાં હાડકાં પાનખરનાં પર્ણોની જેમ ખખડે છે
જેનાં દૂધ ક્યારનાંય દહોવાઈ ચૂક્યાં છે
જેમાંથી યુગોથી ટીપું ય ટપક્યું નથી
જેનાંથી કશું ય જન્મે એમ નથી
એવી અસંખ્ય (એ છનાં આશ્ચર્ય) વધતી ને વધતી જતી
ના મૃત્યુ પામતી
ગાયોની વચ્ચે હું વર્તમાન નચિકેતા
યમને ઘેરથી વરદાન લીધા વિના પાછો આવેલો
ઊભો ઊભો આ ઊભરાતી કાળી-ધોળી-રાતી
અપંગ ગાયોને ગણ્યા કરું છું
આ ગાયોને કોઈને આપનાર મારા પિતા મૃત્યુ પામ્યા છે
આ ગાયો લેનાર પ્રિયોનું કોઈ અસ્તિત્વ જ નથી
આ અસંખ્યાત અપંગ ઊભરાતી ગાયો
અને વચમાં એકલો હું.

## ઉન્મન ☐ રાજેન્દ્ર શાહ

કશામાંય પરોવાતું નથી આજ મન.
આ ઘર, આ ઉપવન વન
પરિચિત ને નિત્યનૂતન
વીંટળાઈને તો રહ્યું છે જ:
ને મૌનથી, ઈંગિતથી
મુદ્રાથી, વાણીને અભિચાર,
અનુનય અભિનયને આધાર
માયાનું અકલ આંદોલન વહાવે છે મારી ભણી.
ના ...
કોઈ સંસ્પર્શ ઝીલતું નથી આ મન !

કથા-વાર્તા ... નહિ.
ઈસરાજને અડે ન અલસ અંગુલિ.
અતીતની સુખાનુભૂતિની સ્મૃતિને કારણ
ક્ષુબ્ધ ચિત્ત
તિરોહિતને કાલકવલ નામશેષ થતું લહે,
અભાવની વેદનાએ વિહ્વલ આ પ્રાણ
ગતિરોધ અનુભવે
એવું યે તે નથી.

કોઈ પ્રચ્છન્ન એષણા—રાગાતુર મનોરથ
સમીપનો પરિહાર કરી
આસન્ન સમયના પરોઢની
ઘનનીલ કુહેલિકાની પેલી મેર
દૂર દૂર દૃષ્ટિ માંડી
શૂન્યના અનુસંધાને શૂન્ય થઈ રહે ......
નહિ, નહિ, એવી યે ન અહીં અવસ્થિતિ !

હૃદયની શકિતનો સકલ સ્રોત
સહસ્ર શિરાએ પાછો વહે
હૃદયને ખાલી અવકાશ !
મંદિરનાં દ્વાર, ઝરૂખા, ગવાક્ષ
બંધ કરી
શકિત જાણે સંચરે છે
એકાન્ત નિર્વાત નિજી વાસરશયને !

## આદિમ-અન્તિમ ☐ બિષ્ણુ દે

☐ અનુ.: ચન્દ્રકાન્ત મહેતા

[ બંગાળી કવિતા ]

એના પગમાં અશોક પલાશ
(જ્યારે) હું તો વિવર્ણ શિશિર
એની આંખમાં હોળીનો નશો
હું તો માઘનું પ્રાતઃ આકાશ

એને શરીરે આદિમ ગૌરવ
હું તો વહું અન્તિમ તુષાર,
એનું હાસ્ય અલકાનું ગૌરવ
જ્યારે હું તો સ્મૃતિનું રૌરવ.

આવશે શું પુનઃ આશ્વિન?
શું જઈ શકીશ ફરી ફાગણમાં?
કાળનો હિસાબ કરતાં કરતાં કાળને જીતીશ
ને એક રાતને મળશે બીજો દિન.

## થાક ☐ હરીન્દ્ર દવે

મેળો છે એવો મોટો કે મેળાનો થાક છે,
તમને થયું કે આપણી દુનિયાનો થાક છે.

જેવું તને મેં જોયું, ત્યાં ભાંગી પડ્યો, મરણ!
મંઝિલ મળી તો લાગે છે મોકાનો થાક છે.

મારી જો શીખ લ્યો, તો મુલાયમ થશો નહીં,
રહીને સુંવાળા સૌને દુભાવ્યાનો થાક છે.

નદીઓ તો સામટી મળી ધોયાં કરે ચરણ,
પણ ક્યાંથી ઊતરે કે જે દરિયાનો થાક છે!

મારા વદનના ભારથી વ્યાકુળ થશો નહીં,
હમણાં જ ઊતરી જશે રસ્તાનો થાક છે.



☐ રાજેન્દ્રસિંહ જાડેજા

બર્થ-ડે કેક પર ખોડેલી મીણબત્તીઓ
જેવા આ નાળિયેરીના ઝુંડને
હું ફૂંક મારીને ઓલવી શકીશ નહીં.

કારણ કે
આ તેજ હવાનો અવાજ
એમનો પ્રકાશ બનીને ચારે બાજુ ફેલાઈ રહ્યો છે.

પણ સૂર્યનો લાલ ધ્વનિ
આ બહુશરી ભીંતની પાર
હવે સંભળાતો નથી.
અને તોયે
શ્વસનથી ધબકતું મારું શરીર
આ ઝુંડના તળિયે આળોટે છે!

☐ કિશોરસિંહ સોલંકી

સાંજે હું
નદીકિનારે ફરવા ગયો'તો
એકલો એકલો

માછલીઓની પીઠ ઉપર
બેસીને
સૂરજ દૂર દૂર ચાલ્યો ગયો
ને અંધારું –

પકડી લાવેલો
એક આગિયો
હજુ મારી મૂઠીમાં
ઝબકયા કરે છે.

પછી વાત ☐ રઘુવીર ચૌધરી

સંધ્યાની આભા લોપીને
ઊપસી આવતાં વાદળ
ક્ષિતિજનાં શિખર બનીને
છેક મારી સામે આવવામાં છે.

એક વાર દૂરના પર્વતોની છાયા
મારી છાતી પર પડેલી,
પણ આ તો વાદળ છે.
અમારી વચ્ચેનું અંતર તેમ છતાં ભારેખમ બનતું જાય છે
કશુંય અશકય નથી,
આમ કહીને કયારેક હું સાહસ કરતો,
હવે નિરાશ થાઉં છું.
જોકે મારી નિરાશા અંતઃસ્રોતા કહેવાય,
એ પવનની જેમ પ્રગટતી નથી,
મને કયાંય લઈ જતી નથી.

મિત્રો કહેશે કે હવે મુદ્દાની વાત કર,
આ ક્ષણ સાથેનો તારો સમ્બન્ધ કહે,
પણ સાચું કહું તો ભૂતકાળ મને વિકેન્દ્રિત કરી નાખે છે.
હું જોઈ શકું છું :
અત્યારે પાછલી બાજુ માથું પટકતો પવન
કયારેક આરણ્યક સર્પોથી પીવાતો હતો.
હું એની બાજુ પીઠ કરીને બેઠો છું,
એનું કશુંક કારણ હશે.

જોઉં છું વાયવ્ય ખૂણે ખોડંગાતી વીજળી
અને તેજ થતી જતી સડકની બત્તીઓ.
હજી આવજા ચાલુ છે.
થાય છે કે જનારાંઓને જોઉં, બને તો ઓળખું,
કઈ ધીરજ એમની આશાને સંકોરી રહી છે,
કઈ હૂંફ એમની ગતિને ઉત્સુક બનાવી રહી છે,

કંઈ શક્યતા એમને શાન્ત રાખી રહી છે,
કંઈ સત્તા એમને એમનામાં સમાવી રહી છે,
જાણું તો હુંય આ પહાડી વાદળોના ભાર ઉવેખીને નિશ્ચિન્ત બનું.
નિશ્ચિન્ત બનવાનું મને શીખવવામાં આવેલું;
જો કે એ ઘણી જૂની વાત થઈ.

જુઓ, આ આકાશ ઘણું બદલાઈ ગયું છે.
શુક્ર ક્યાં ?
ધ્રુવ તો આમેય બહુ ઝાંખો દેખાય છે.
મંગળ પર ગયેલું વાયુયાન ત્યાં જ ઠરી ગયું હશે.
ચંદ્ર તો હવે બહુ નજીક લાગે છે, અંધારિયામાં પણ

આ વાહનો, એમની સામસામે ટકરાતી બત્તીઓ,
રસ્તાની પેલી બાજુનાં મકાનોનો કોલાહલ,
પાણીમાં પીવાતી મોગરાની સુગંધ,
રૂપેરી હોકામાં ગળાઈને વધેલું નિકોટીન
કે અમારા પડોશીની વેલીઓનો કંપ—
એમાંનું કશું મારામાં ઉમેરાયા વિના અંદર ક્યાંક અટકી પડે છે.

વાદળ ઓછાં થતાં જાય છે
ને હું વેરાઉં છું.
બની શકે તો હું એવો કે સાબરમતીની રેતમાંય ઊગું.
પવન ભલે ઉડાડીને ધૂણી ભેગો ભળવી દે,
આમ પાછા જવાનું કંઈ વારંવાર બનતું નથી,
અને ટાવરોને જોઈને કંઈ ડગી જવાનું નથી.
આટઆટલાં મકાનો પછીય
વગડાના ટુકડા આમતેમ વેરાયેલા જોઉં છું.
મારી સામેય એક મોટું પડતર છે.
જોઈએ, વાદળ તો આવ્યાં,
હવે, વરસાદ પડે પછી વાત.

## ચાર કાવ્યો ☐ રમેશ પારેખ

### કાગડો મરી ગયો....

સડકની વચ્ચોવચ્ચ સાવ કાગડો મરી ગયો
ખૂલેખૂલો બન્યો બનાવ કાગડો મરી ગયો

નજરને એની કાળી કાળી ઠેસ વાગતી રહે
જમાવી એ રીતે પડાવ કાગડો મરી ગયો

આ કાગડો મર્યો કે એનું કાગડાપણું મર્યું ?
તું સિદ્ધ એ કરી બતાવ કાગડો મરી ગયો

શું કાગડાના વેશમાંથી કાગડો ઊડી ગયો ?
ગમે તે અર્થ તું ઘટાવ કાગડો મરી ગયો

શું કામ જઈને બેસતો એ વીજળીના તાર પર?
નડયો છે જોખમી સ્વભાવ, કાગડો મરી ગયો

અવાજ આપી કોણે એના શબ્દ છિનવ્યા હતા ?
કરી કરીને--કાંવ...કાંવ... કાગડો મરી ગયો

સદાય મૃતદેહ ચૂંથી કોને એમાં શોધતો ?
લઈ બધા રહસ્યભાવ કાગડો મરી ગયો

લ્યો, કાગડો હોવાનો એનો કાર્યક્રમ પૂરો થયો
હવે આ રાષ્ટ્રગીત ગાવ : 'કાગડો મરી ગયો'...

રમેશ, આમ કાગડાની જેમ તું કરાંજ મા ...
You stop... stop... stop... now
કાગડો મરી ગયો.

### છે–

હથેળી બહુ વ્હેમવાળી જગા છે,
અહીં સ્પર્શ વસતા એ પ્રેતો થયા છે.

હવે પાંપણોમાં અદાલત ભરાશે,
મેં સ્વપ્નો નીરખવાના ગુન્હા કર્યા છે.

મને આ નગરમાં નિરાધાર છોડી,
–ને રસ્તા બધા કોની પાછળ ગયા છે.

આ તડકામાં આંખોપણું યે સુકાયું,
હતી આંખ ને ફક્ત ખાડા રહ્યા છે.

છે, આકાશમાં છે ને આંખોમાં પણ છે,
સૂરજ માટે ઊગવાનાં સ્થાનો ઘણાં છે.

કહે છે કે તું પાર પામી ગયો છે,
પરંતુ અસલમાં એ દરિયો જ ક્યાં છે.

પહાડો ઊભા રહીને થાક્યા છે એવા,
કે પરસેવા નદીઓની પેઠે વહ્યા છે.

મને ખીણ જેવી પ્રતીતિ થઈ છે,
કે હું છું ને ચારે તરફ ડુંગરા છે.

ગઝલ હું લખું છું અને આજુબાજુ,
બધા મારા ચ્હેરાઓ ઊંઘી રહ્યા છે.

## હજુ ય....

હજુ ય ભીંત વલોવ્યા કરું છું જળ માટે
હથેલીઓમાં મુકાઈ જતાં કમળ માટે

ઝાંઝવાં, તાપ, તૃષા, સૂર્ય ને નર્યો માણસ :
વ્યવસ્થા કેટલી સજાવટ છે રણમાં છળ માટે

ચિત્ર છું કાળની ભીંતે હું ચીતરાયેલું
ને રાહ જોઉં સજીવન થવાની પળ માટે

કીકીમાં પોપરા બાઝી ગયા રહસ્યોના
જવાબદાર હશે કોણ આ પડળ માટે

અવાજ હોઠમાં એક વૃક્ષ જેમ ઊગ્યો છે
છતાંય ય કોઈ ધારણા જ નથી ફળ માટે

વિચારની કે નજરની કે જળ કે ચરણોની-
જગા બધી જ અનુકૂળ છે વમળ માટે !

રમેશ, સાવ હું ચપટી રમેશ જેવો છું
અને જુઓ તો હું પર્યાપ્ત છું સકળ માટે

## તમને

બંધ પરબીડિયામાંથી મરણ મળે તમને,
બચી શકાય તો બચવાની ક્ષણ મળે તમને.

ટપાલ જેમ તમે ઘેર-ઘેર પ્હોંચો પણ,
સમસ્ત શહેરના લોકો અભણ મળે તમને.

ખજૂરી જેટલો છાંયો મળે—એ સિક્કાની,
બીજી બાજુ ય છે એવી કે, રણ મળે તમને.

વિખૂટું હોય છે તેને ભૂલી જવા માટે,
સમક્ષ હોય છે તેનું શરણ મળે તમને.

તમારા કંઠમાં પહેલાં તો એક છિદ્ર મળે,
પછી તૃષા ને પછીથી ઝરણ મળે તમને.

ઝરણ નહીં તો એના પ્રાસથી ચલાવી લ્યો,
અહીં અભાવનું વાતાવરણ મળે તમને.

જાવ, નિવીર્ય હે શબ્દો, તમોને આશીષ છે,
તમારા ક્લૈબ્યનું વાજીકરણ મળે તમને.

**Three Poems ☐ Amita Modi**

Gods churned the ocean,
For Amrut,
To live for ever.
But man extends in time
By the wisdom obtained
Through the churning of life,
And passed on to the generations.

**SIESTA**

It was a wintry wind
That used to freeze my heart.
But no more,
For I know that
Winter is only spring asleep,
And flowers are just resting.

**LIFE WITH A DIFFERENCE**

The bud of my childhood blossoms into youth,
Soon withers and droops like the old,
And sheds the petals that meet the dust.
I follow the steps of my rose,
But with a difference.
Little flower is light with freedom,
Offering its soul of beauty, fragrance, and honey,
Expecting no return,
But I am buried under the load of my greed.

## અમિતા મોદીની ત્રણ કવિતા

કેનેડામાં રહેતી નવ વર્ષની અમિતા સાહિત્ય-જગતનો એક ચમત્કાર છે. સાત વર્ષની વયે અમિતાએ લખવાનું શરૂ કર્યું. એના પિતા ડૉ. વાડીલાલ મોદી કેનેડામાં બ્રિટિશ કૉલમ્બિયા યુનિવર્સિટીમાં 'એરોનોટિકલ ઍન્જિનયરિંગ'નાં પ્રાધ્યાપક છે. એમને ત્યાં એ જ યુનિવર્સિટીના અંગ્રેજીના પ્રાધ્યાપક એક વખત આવ્યા'તા અને એમની નજર આ પ્રતિભાશાળી કન્યાની કૃતિઓ પર પડી. એમણે એને પ્રોત્સાહન આપ્યું. અમિતાની 'બાંગ્લાદેશ' વિશેની કવિતાને તો શિકાગો યુનિવર્સિટીના વાર્ષિક કાવ્યસંપાદનમાં પણ સ્થાન મળ્યું છે. અમિતાની કાવ્યરચનાની પરિપકવતા જોઈને એમ જ કહેવાઈ જાય કે શું આ કન્યા કોઈ પૂર્વજન્મના ખડિયામાં કલમ બોળીને લખતી નહીં હોય!

—તંત્રી

અનુવાદ : અશ્વિન મહેતા

### અનંત જીવન

દેવોએ સમુદ્રમંથન કર્યું અમૃત માટે
અનાદિકાળ જીવવા.
પરંતુ માનવ તો વિસ્તરે છે કાળમાં
જીવનમંથનમાંથી મળતું શાણપણ
આવતી પેઢીઓને દઈને.



### ઝોકું

પહેલાં ઓતરાદા વાયરા
મારું હૈયું થીજવી નાખતા.
હવે નહીં!
કારણકે હું જાણું છું
શિશિર તો વસંતનું ઝોકું છે,
અને ફૂલો જરાક જંપી ગયાં છે.



### જીવનનાં અંતર

મારા શૈશવની કળી યૌવનમાં ખીલે છે,
જોતજોતાંમાં સુકાઈને નમી પડે છે વૃદ્ધની જેમ,
અને પાંખડીઓ ખેરવી ધૂળમાં ભળે છે.
મારા કૂંડાના ગુલાબને હું અનુસરું છું,
પણ જરા અંતર રાખીને.
નાના શા ફૂલમાં મુક્તિની હળવાશ છે.
કશીય અપેક્ષા વગર એ અર્પે છે
શ્રી, મધુ અને સૌરભના સભર સત્ત્વને,
પણ હું તો ગૂંગળાઉં છું
મારી તૃષ્ણાના બોજા તળે.

પ્રિય ભાઈ સુરેશ,

'કવિતા'ના આ ૩૨મા અંકમાંથી ઉત્તમ કવિતા શોધી આપવાનું કામ મને સોંપ્યું તે માટે આભાર. તે નિમિત્તે કેટલી બધી સરસ સરસ કવિતાઓ વિશેષ ધ્યાનપૂર્વક વાંચવાનું બની શક્યું !

બધી જ કવિતાઓ વાંચી ગયો. કેટલીક ખરેખર સરસ છે. પણ મને સહુથી વધારે સરસ કવિતા **રમેશ પારેખની 'તું ઈટ્ટાકિટ્ટા છોડ'** લાગી છે. મને લાગે છે કે લાંબા સમય સુધી એ કાવ્ય મારી સાથે રહેશે.

સાદું, સીધું, સરળ કાવ્ય છે. તેમાં કશુંય અટપટું નથી, કશુંયે ન સમજાય તેવું નથી અને છતાં પંક્તિએ પંક્તિએ તેમાંથી કવિતા પ્રગટે છે. કીટ્સે કહ્યું હતું ને કે "ડાળીઓને પર્ણ આવે તેમ કવિને કાવ્ય સ્ફૂરે છે" તેમ.

વાત તો હરહમેશની છે—હમેશાં બધાંયનાં જીવનમાં બનતી. કંઈક બન્યું છે, ને પ્રેમીઓ—પતિપત્ની જ હશે—માંથી પત્નીએ અબોલા લીધા છે, ઈટ્ટાકિટ્ટા કર્યા છે. ઉક્તિ આખીયે પુરુષની છે એ ઈટ્ટાકિટ્ટા છોડાવવા માટેની. ટકે નહિ ઈટ્ટાકિટ્ટા આપણી વચ્ચે, સોનલ. એ કહે છે, કેમ કે, તારું સકળ સોનલપણું જ હું છું, લે. કાવ્યની શરૂઆતમાં જ એ પૂછે છે :

આમ નજરના ફેરવી લેવાથી
પાસેનું હોય તેને
થોડું જ પરાયું બનાવી શકાય છે ?

ને સોનલ બિચારી એમ એને પરાયો બનાવવા જાય તોયે ક્યાંથી ફાવે? આ ભાઈનું તે કંઈ નક્કી છે? એ તો ગમે તે હોય. એ જ કહે છે ને કે,

હું કાંઈ નક્કી નહિ હોઉં.
તારા પુસ્તકનું સત્યાવીશમું પાનું હોઈશ.
તું ચાલે તે રસ્તો હોઈશ.
તારા ખુલ્લા કેશમાં ફરતી હવા હોઈશ.

આ કાવ્યમાં ક્યાંય પ્રતીકો ને કલ્પનો ને એવી બધી આળપંપાળ શોધવા માટે ખોળાંખોળા કરવાની જરૂર નથી. આખું કાવ્ય જ એક જીવન છે — લયબદ્ધ, પ્રેમમય જીવન. એ જીવનમાં આ પુરુષનો અહ્‌મ, વાગે નહિ એવી મીઠાશથી, વ્યક્ત થાય છે, માત્ર પુરુષ સિવાય કોણ કહી શકે કે

તું સાવ બુદ્ધુ જ રહી?

ને પછી બ્રહ્મવાક્ય ઉચ્ચારે,
આંખો મીંચીને રમીએ તેને સંતાકૂકડી કહેવાય
કંઈ 'જુદાઈ' ન કહેવાય.
ને વળી આવો હુકમ પણ એ જ કરી શકે
ચાલ ઇટ્ટાકિટ્ટા છોડ
અને] કહી દે કે, હું હારી.

આપણને ખાતરી છે કે સોનલ કહેશે જ, 'હારી રે ભાઈ, હારી. સાડી સાતસો વાર હારી.' એની એ હાર એ કવિતાનો, જીવનનો, પ્રણયનો વિજય હશે.

ગુલાબદાસ બ્રોકર



મુંબઈમાં વસતા 'કવિતા'ના ગ્રાહક અને ચાહક એક્ષેલ ફાઉન્ડેશન (એક્ષેલ પ્રોસેસ પ્રા. લિ. મુંબઈ સંચાલિત) તરફથી રૂપિયા એકાવનનું પારિતોષિક 'કવિતા'ના ૩૧મા અંકથી આપવામાં આવે છે તેની સહર્ષ નોંધ લઈ કવિતાચાહકનો આભાર માનું છું.

–તંત્રી



## ? □ સુનીલ ત્રિવેદી

આગમાંથી નીકળતો ધુમાડો,
આકાશને જઈને કહે છે કે
મેં તો અગ્નિને વશ કરી દીધો છે
તું ક્યારે કરીશ ?

પ્રશ્નની સામે માત્ર એક પ્રશ્ન
આકાશથી ડોકાય છે :

"જીવનનું ચિત્ર પ્રેમની પીંછી દ્વારા
તું ક્યારે ચીતરી શકીશ ?"

પ્રિય ભાઈ સુરેશ,

'કવિતા'ના આ ૩૨મા અંકમાંથી ઉત્તમ કવિતા શોધી આપવાનું કામ મને સોંપ્યું તે માટે આભાર. તે નિમિત્તે કેટલી બધી સરસ સરસ કવિતાઓ વિશેષ ધ્યાનપૂર્વક વાંચવાનું બની શક્યું !

બધી જ કવિતાઓ વાંચી ગયો. કેટલીક ખરેખર સરસ છે. પણ મને સહુથી વધારે સરસ કવિતા **રમેશ પારેખની 'તું ઈટ્ટાકિટ્ટા છોડ'** લાગી છે. મને લાગે છે કે લાંબા સમય સુધી એ કાવ્ય મારી સાથે રહેશે.

સાદું, સીધું, સરળ કાવ્ય છે. તેમાં કશુંય અટપટું નથી, કશુંયે ન સમજાય તેવું નથી અને છતાં પંકિતએ પંકિતએ તેમાંથી કવિતા પ્રગટે છે. કીટ્સે કહ્યું હતું ને કે "ડાળીઓને પર્ણ આવે તેમ કવિને કાવ્ય સ્ફુરે છે" તેમ.

વાત તો હરહમેશની છે—હમેશાં બધાંયનાં જીવનમાં બનતી. કંઈક બન્યું છે, ને પ્રેમીઓ—પતિપત્ની જ હશે—માંથી પત્નીએ અબોલા લીધા છે, ઇટ્ટાકિટ્ટા કર્યા છે. ઉકિત આખીયે પુરુષની છે એ ઇટ્ટાકિટ્ટા છોડાવવા માટેની. ટકે નહિ ઇટ્ટાકિટ્ટા આપણી વચ્ચે, સોનલ. એ કહે છે, કેમ કે, તારું સકળ સોનલપણું જ હું છું, લે. કાવ્યની શરૂઆતમાં જ એ પૂછે છે :

આમ નજરના ફેરવી લેવાથી
પાસેનું હોય તેને
થોડું જ પરાયું બનાવી શકાય છે ?

ને સોનલ બિચારી એમ એને પરાયો બનાવવા જાય તોયે ક્યાંથી ફાવે ? આ ભાઈનું તે કંઈ નક્કી છે ? એ તો ગમે તે હોય. એ જ કહે છે ને કે,

હું કાંઈ નક્કી નહિ હોઉં.
તારા પુસ્તકનું સત્યાવીશમું પાનું હોઈશ.
તું ચાલે તે રસ્તો હોઈશ.
તારા ખુલ્લા કેશમાં ફરતી હવા હોઈશ.

આ કાવ્યમાં ક્યાંય પ્રતીકો ને કલ્પનો ને એવી બધી આળપંપાળ શોધવા માટે ખોળાંખોળા કરવાની જરૂર નથી. આખું કાવ્ય જ એક જીવન છે — લયબદ્ધ, પ્રેમમય જીવન. એ જીવનમાં આ પુરુષનો અહમ્, વાગે નહિ એવી મીઠાશથી, વ્યકત થાય છે, માત્ર પુરુષ સિવાય કોણ કહી શકે કે

તું સાવ બુદ્ધુ જ રહી ?

ને પછી બ્રહ્મવાક્ય ઉચ્ચારે,

આંખો મીંચીને રમીએ તેને સંતાકૂકડી કહેવાય

કંઈ 'જુદાઈ' ન કહેવાય.

ને વળી આવો હુકમ પણ એ જ કરી શકે

ચાલ ઇટ્ટાકિટ્ટા છોડ

અને] કહી દે કે, હું હારી.

આપણને ખાતરી છે કે સોનલ કહેશે જ, 'હારી રે ભાઈ, હારી. સારી સાતસો વાર હારી.' એની એ હાર એ કવિતાનો, જીવનનો, પ્રણયનો વિજય હશે.

ગુલાબદાસ બ્રોકર



મુંબઈમાં વસતા 'કવિતા'ના ગ્રાહક અને ચાહક ઓક્ષેલ ફાઉન્ડેશન (ઓક્ષેલ પ્રોસેસ પ્રા. લિ. મુંબઈ સંચાલિત) તરફથી રૂપિયા એકાવનનું પારિતોષિક 'કવિતા'ના ૭૧મા અંકથી આપવામાં આવે છે તેની સહર્ષ નોંધ લઈ કવિતાચાહકનો આભાર માનું છું.

—તંત્રી



## ? □ સુનીલ ત્રિવેદી

આગમાંથી નીકળતો ધુમાડો,
આકાશને જોઈને કહે છે કે
મેં તો અગ્નિને વશ કરી દીધો છે
તું ક્યારે કરીશ ?

પ્રશ્નની સામે માત્ર એક પ્રશ્ન
આકાશથી ડોકાય છે :

"જીવનનું ચિત્ર પ્રેમની પીંછી દ્વારા
તું ક્યારે ચીતરી શકીશ ?"

## તારી એક વેળાની આંખો

તારી એક વેળાની ભીની આંખો
મને ભૂલતાં આવડતી નથી.
હું કેટલો મર્યાદિત છું :
તારો ભૂતકાળ મને મારો કરતાં આવડતો નથી.
અને મને ભવિષ્યની આંખો નથી.

એથી જ હું વર્તમાનકાળને લંબાવું છું
હું આ વિશિષ્ટ ક્ષણે અનુભવું છું સાક્ષાત્
વર્તમાનકાળનો એક અનાદિ અનંત પટ્ટો.
તારી આંખો મારી આંખો મળેલી.

મારી આંખો ભીની થયેલી છે.



## આજ ફરીથી સૂર્ય

આજ ફરીથી સૂર્ય ફૂલ જેવો કોમળ લાગે છે
હમણાં જ ખીલેલાં શુભ્ર – લાલ કમળફૂલો
તારી યાદ કરાવે છે.

સૂર્ય છે તું
પ્રકાશ છે તું
ફૂલો છે તું
સુગંધ છે તું

ફરીથી પહેલાંની જેમ સારું લાગે છે.
આજ ફરીથી વ્યાકુળતાનું મોજું ઊપડયું છે
આજ ફરીથી સૂર્ય તારા જેવો કોમળ લાગે છે.



## તારુંમારું એક સૂર્યફૂલ

તારુંમારું એક સૂર્યફૂલ
એકાદા સૂર્યફૂલ પ્રમાણે આપણું આયુષ્ય
સૂર્યસ્તોત્ર થઈ જાગે.

તારો હાથ છે મારા હાથમાં
હવે આ વાટ વિકટ થશે નહીં.
આ અનાદિ અનંત રસ્તો
અને આપણા બન્નેના
હાથ ગૂંથાયેલા.



## તું એકલી નથી

ચંદ્ર મને અહીં જુએ છે
તને ત્યાં જોતો હશે ...
તું એકલી નથી
એ જ મારે કહેવું છે



## ખબર નથી

આમ અચાનક
મન ખિન્ન કેમ થાય છે,
આમ એકદમ
એકાકીપણું કેમ લાગે છે?

મને હજી આ ખબર નથી:
તારો હાથ મારો હાથ
થયો તો પણ.

ત્રણ કાવ્યો ☐ વિશ્વ બંદોપાધ્યાય ☐ અનુવાદ: ચન્દ્રકાન્ત મહેતા

## જનાન્તિક ભાષણ

મર્યો નથી.
છતાં ય જીવતો ય નથી, ભલેને ગમે તેટલી બડાશો મારું?
કોને ખબર,
શાનો આ ભારે બોજો
પ્રતિક્ષણ શરીર પર ઉપાડીને ચાલું છું.
ટેવને કારણે હશે કદાચ,
આ બોજો ક્યારે ઉતારી શકીશ?
ઝોળીમાંથી સામગ્રી ક્યારે ખાલી કરી શકીશ?
આ નિરર્થક દિવસ ખુટાડવાનું ભાથું?
પ્રાણ નથી, છતાં પ્રાણ છે એવી છેતરામણી ઊભી કરી
આ બધું સજાવેલું રાખવાનું!
કેવો છે આ અદ્‌ભુત અનુભવ!



## કોઈ સહધર્મીને

તું તારી જાતને ઘણો ચાલાક સમજે છે,
તેનો તો કોઈને કશો વાંધો નથી.
પણ ભાઈ! તું કાળને શી રીતે
ઠગી શકીશ?

એ તો તારા જેવાં લાખો પૂતળાં
પ્રતિક્ષણ ઘડે છે,
પોતાની બડાશ હાંકતો નથી, વિચાર કરતો નથી.
ને પ્રતિક્ષણ લાખો ઘડેલાં પૂતળાં તોડે છે.

સમયને તેં તો સર્જ્યો નથી,
તું જ તો સમયનું સર્જન છે—



હરિવલ્લભ ભાયાણી



ચન્દ્રકાન્ત શેઠ

## પ્રાર્થના ☐ હરીન્દ્ર દવે

લીલી આ વનરાજી, નીલ નભ ત્યાં નીચે નમીને પૂછે:
'ક્યાં એ પંખી ગયાં પ્રસન્ન ટહુકા જેના હજી સાંભળું?'
વૃક્ષોનાં સ્મિત થૈ બધાંય વિહગો ત્યાં તો ઊડ્યાં સામટાં:
વૃક્ષો, આભ, વિહંગની અજબ આ જોતો રહ્યો પ્રાર્થના.

ડાળેડાળ નણો, અહો પ્રગટતાં કૂણાં બધાં પર્ણનો,
ભોંયે ફૂટી રહેલ સર્વ તૃણનો, સૌ તારલાનો નભે:
જે કૈં જીવ-અજીવ આ જગતમાં એ સર્વનો છું ઋણી
માતા, આ ઋણભારથી હું હળવો તારી સ્મૃતિથી રહું.

મારા અંતરમાં તમારી લગની એવી રહો કે સદા
સૂતાં કે પછી જાગતાં રટણમાં મૂર્તિ તમારી રહે:
આંખો બંધ-ઉઘાડી હોય પણ એ બીજું કશું ના લહે,
હોઠેથી, વચનેથી, મૌન થકી યે સ્તોત્રો ઝરે સર્વદા,

હું તો ઉપાડું મુજ પાય તમે દિશા દો,
હું નેત્ર ખોલી રહું દૃશ્ય નવાં નવાં દો;
હું શ્રોત્રથી સ્તવન, મા, તવ સાંભળી શકું,
આ હોઠ બે ફફડતા, તવ પ્રાર્થના દો.

મારું કયું સુખ મને ગમ ના પડે છે,
ને દુઃખ મારું કયું એ નવ જાણ, માતા!
તારી કૃપાઝરણીમાં નિત હોઉં ભીનો
તો દુઃખ ને સુખની પાર વસી શકું હું

મને શ્રદ્ધા, મારા સુહૃદનું કશું યે અહિત ના
થશે, એના ચિત્તે પરમ તવ આનંદ વસશે:
તમે દોરો એને, શિશુ તવ કૃપાને તલસતો,
નમી નીચાં એને ઊંચકી ઝટ આશ્વાસન દિયો.

અર્પણ

## વૃક્ષ જો અમારું કહ્યું નહિ માને તો— □ સુરેશ દલાલ

સમુદ્રને
અમે ઊછળતાં મોજાંથી નહીં
પણ રેતીથી ઓળખતા થઈ ગયા છીએ,

કોયલના ટહુકાને જાણવા માટે
અમે લીમડાની કડવાશને યાદ રાખીએ છીએ,

જાણે કે મૈત્રીને ઓળખવાનો
એક જ રસ્તો છે–
— દુશ્મનાવટ!

દશ્મન કોણ અને મિત્ર કોણ?
જ્યાં જુઓ ત્યાં વર્તુળ, ત્રિકોણ.
ટોળું એ વર્તુળ છે.
વર્તુળ સંકોચાય તો કેન્દ્ર થઈ જાય
પણ વર્તુળને એકમેકને છેદવામાં
એકમેકને ભેદવામાં રસ છે.
ટોળાનું કેન્દ્ર ટોળું પોતે જ છે
કારણ ટોળું ટોળું છે.

ત્રિકોણના તો ત્રણ ખૂણા
ત્રણ છતાં યે સૂના, સૂના.

દુશ્મન કોણ અને મિત્ર કોણ?
જ્યાં જુઓ ત્યાં વર્તુળ, ત્રિકોણ!

કોઈ કહેતું હતું:
મિત્ર એ નજીકનો દુશ્મન છે,
દુશ્મન કદાચ દૂરનો મિત્ર છે.

હું તને પ્રેમ કરું છું
એમ કહેતાંની સાથે જ

પ્રેમ ખરી પડે છે
ઝાડ પરના છેલ્લા પાંદડાની જેમ.
ખરી પડ્યા પછી પાંદડું
પાંદડું તો રહે જ છે
– પણ એ સુકાઈ જાય છે.

ખરી પડેલાં પાંદડાં એ જ આપણો પ્રેમ.
પાંદડાં સુકાય છે ત્યારે જ ઘોંઘાટ કરે છે.
પ્રેમ એ તો નકૂમટી કૂંપળ.
એને રંગ હોય, ઝાંય હોય
એમાં અવાજ ક્યાંય ન હોય.

તો પછી
આ મૈત્રી, આ પ્રેમ, આ કરુણા,
– છે શું?
અર્જુન અને કૃષ્ણ
રોમિયો અને જુલિયટ
ગાંધી અને બુદ્ધ
છે કે નથી.
મથી મથીને શું પામીશું અંતે?

છેવટે ગોડસેને વસવસો થયો હોવો જોઈએ.
ગાંધીને મારવામાં ત્રણ ગોળી નકામી બગાડી.
એક જ ગોળીએ ગાંધી ગયા હોત તો?
તો બાકીની બે ગોળી
બીજા માટે ખપમાં આવત.

નાહકની ચિંતા શા માટે કરી?
ગોડસે કે ગોળી
કોઈની યે અછત આવી છે ખરી?

ગાંધી ન જન્મે
એની જ તકેદારી હવે અમે રાખીએ છીએ.
મૈત્રી, પ્રેમ અને કરુણાનું
તો Abortion.

જેનાં મૂળિયાં ઊંડે હોય
એ મૈત્રી
તો લીલું વૃક્ષ છે
અને વૃક્ષ ફેલાય છે,—
— આકાશમાં.

વૃક્ષ ફૂલોથી વાતો કરે છે.
ફૂલ એ જ વૃક્ષની ભાષા.
વૃક્ષ પંખીઓનું
પાંદડાની જેમ જ જતન કરે છે
પણ માળો બાંધીને ઊડી જતા પંખીને
વૃક્ષ કદી રોકતું નથી.
પંખીના ટહૌકામાં
પછી વૃક્ષનો લીલો રંગ હોય કે ન હોય —
— વૃક્ષને એની તમા નથી.
મોસમની સાથે એ પલટાતું રહે છે
પણ વૃક્ષને ગમા કે અણગમા નથી.

વૃક્ષ સનાતન અવસ્થા છે, —
— પ્રેમની!

વૃક્ષ પર કુહાડી પડે
ત્યારે વૃક્ષની ચીસ સંભળાતી નથી.
પણ એટલે જ એમ માની લેવું કે
એ મૂક છે?
વૃક્ષને માથે આકાશ છે
અને આસપાસ દીવાલ નથી.

વૃક્ષ ખબરઅંતર પૂછે છે
– પણ યાંત્રિક રીતે નહીં.
વૃક્ષ રોજ ફોન નથી કરતું,
એકમેક પર ચોકીપહેરો ભરી
જાસૂસી નથી કરતું.

વૃક્ષની નીચે ધરતી છે
અને આસપાસ દીવાલ નથી.

વૃક્ષ ઊભું રહે છે
પણ બસમાં બેસતું નથી.
વૃક્ષ રીસેપ્શનમાં જતું નથી
અને ફોટા પડાવતું નથી.
લગ્નમાં આપણે વૃક્ષોને બત્તીઓ પહેરાવીએ છીએ
ત્યારે વૃક્ષ આપણું અંધારું ઓઢી લે છે.

વૃક્ષ ઘર માંડતું નથી
અને ઘર-ઘરની રમત રમતું નથી.

વૃક્ષ કોન્વેન્ટમાં નથી જતું.
વૃક્ષ યુનિફોર્મ નથી પહેરતું.
વૃક્ષને 'અમર પ્રેમ' જોવાનો
કે રાજેશ ખન્નાની વાતો કરવાનો ચસકો નથી.
કાળના વિશાળ ફલક પર જીવતા વૃક્ષને
ઇન્ટરવલમાં
કૉન આઇસ્ક્રીમ કે પોપકોર્ન ખાવાની આદત નથી.

વૃક્ષ બ્લડપ્રેસર નથી મપાવતું.
ચાંદનીના અમૃતને કંઠ લગી પીધા પછી પણ
વૃક્ષને ડાયાબીટીસ થયો જાણ્યો નથી.

વૃક્ષનું બૅંકમાં ખાતું નથી
અને વૃક્ષને વીમો નથી.
વૃક્ષ ભણતું નથી
પણ ઊગે છે અને વિકસે છે.
વૃક્ષને કલાર્ક કે ગ્લોરીફાઈડ કલાર્ક થવામાં રસ નથી
એટલે વૃક્ષ કૉલેજમાં એડમિશન નથી લેતું.

વૃક્ષની નીચે ધરતી છે
વૃક્ષને માથે આકાશ છે
અને આસપાસ દીવાલ નથી.

વૃક્ષને ખુરસી પર બેસવામાં રસ નથી.
પરિષદો અને જ્ઞાનસત્રોથી
વૃક્ષો અજાણ્યાં છે.
કવિસંમેલનની બહાર વૃક્ષ ઊભું હોય છે
કારણકે વૃક્ષ પોતે જ કવિતા છે!

વૃક્ષ નાન્યતર નથી
— અન્યતર છે.

વૃક્ષમાંથી તમે ખુરસી બનાવો,
ટેબલ બનાવો,
પુસ્તકો બનાવો, લેબલ બનાવો,
પણ વૃક્ષમાંથી વૃક્ષ બનાવવાનો
કીમિયો જે જાણે છે
એ પરમેશ્વર છે.

વૃક્ષ નાન્યતર નથી
અન્યતર નથી
પરમેશ્વર છે.

પણ વાવવામાં નહીં
વૃક્ષને ઊખેડવામાં અમને આનંદ આવે છે.
વૃક્ષ અમારું કહ્યું નહીં માને
તો અમે ગાંધીજી અને માર્ટીન લ્યુથર કિંગ જેવી
એમની દશા કરશું.

અમે કહીએ છીએ
કે વૃક્ષોએ હડતાળ પાડવી જોઈએ
વૃક્ષોએ સરઘસ કાઢવા જોઈએ
વૃક્ષોએ વાળ વધારવા જોઈએ
વૃક્ષોએ ટાઈટ પેન્ટ પહેરવા જોઈએ
વૃક્ષોએ મીની સ્કર્ટ પહેરવા જોઈએ
વૃક્ષોએ સન ગ્લાસીસ પહેરવા જોઈએ
વૃક્ષોએ 'દમ મારો દમ'નું કોરસ ગાવું જોઈએ
હૉટેલમાં જવું જોઈએ, જ્યુક બૉક્સ વગાડવો જોઈએ
કેબરે જોવો જોઈએ, કુસ્તી જોવી જોઈએ.
વૃક્ષોએ ફ્લર્ટિંગ કરવું જોઈએ, ખાવું જોઈએ, પીવું જોઈએ,
કૂતરા પાળવા જોઈએ, પાળેલા કૂતરાના નામ રાખવા જોઈએ,
નોનવેજ જોક કરવી જોઈએ વૃક્ષોએ.

વૃક્ષોએ છાપાં વાંચવાં જોઈએ
છાપાંમાં ફોટા છપાવવા જોઈએ
ચૂંટણીઓ લડવી જોઈએ
ઇન્જેક્શન લેવાં જોઈએ
કાર્ડીઓગ્રામ કઢાવવો જોઈએ
હવાફેર માટે હિલસ્ટેશન પર જવું જોઈએ વૃક્ષોએ.

વૃક્ષોએ લૉટરી લેવી જોઈએ
છાપામાં નંબર જોવા જોઈએ
ક્લબ સ્થાપવી જોઈએ, ભાષણો યોજવા જોઈએ
ને કરવા જોઈએ, શિખામણો આપવી જોઈએ વૃક્ષોએ.

વૃક્ષાઓ નફ્ફટ થવું જોઇએ, હલકટ થવું જોઈએ,
ગાળો બોલવી જોઈએ ને એલ એસ ડી લેવી જોઈએ.
ક્રિકેટ જોવી જોઈએ અને કોમેન્ટરી સાંભળવી જોઈએ વૃક્ષોએ.

વૃક્ષોના એક હાથમાં ગીતા
અને બીજા હાથમાં ફિલ્મફેર હોવું જોઈએ.
વૃક્ષોએ પિક્નીક યોજવી જોઈએ અને વર્લ્ડટૂર કરવી જોઈએ.
લિફ્ટનો અને એરકન્ડીશન્ડનો ઉપયોગ કરવો જોઈએ વૃક્ષોએ.

વૃક્ષોએ પગારવધારો માગવો જોઈએ
ને કુટુંબનિયોજન કરવું જોઈએ.
વૃક્ષોએ વૃક્ષત્વને ભૂંસી
હડતાળ પાડવી જ જોઈએ વૃક્ષોએ.

વૃક્ષ જો અમારું કહ્યું નહીં માને
તો અમે ........................
............ એમની દશા કરીશું!

(જન્મભૂમિ)

ભૂગર્ભ રેલ્વે સ્ટેશન □ એઝરા પાઉન્ડ □ હરિવલ્લભ ભાયાણી
ધાડા વચ્ચે આ મુખડાંની અળપઝળપ –
જરઠ, ભેજભરીડાળ પરે ફરકે કૂંપળ.

## કહે છે

ચીત્કાર ચારેકોર
નિર્જન વગડો (નગરો ય નહીં!)
જુગજુગાન્તરોની ભોંયાવળે ગયો છું.

આંખે અંધારાં આવે છે
લથડ ખાઈને પડું છું
જાણું છું કોઈ નથી દુનિયામાં.
માઈલો સુધી વિસ્તરેલા રેતીના ઢગ
વાયુની કિકિયારીઓ ચાકડાં ફિરકો
રૂંધાયેલું ગળું સુકાય છે
ભીની રેતી ખાઈ શકાય?
. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

ઊંડી ખાઈમાં આળોટું છું
દોરડું લટકે છે અધવચ્ચ
પણ ઉપર જવું શી રીતે?
. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

ઉપર અનેક નજરો
ખાડામાં પડેલા સિંહની લાચારીથી
ચૂરા થાય એમ
મારો ખેલ જુએ છે.

કહે છે આ તો મારા પાપની સજા છે.

મને ઊંઘ નથી આવતી
ને આ દુઃસ્વપ્ન...

પન્ના નાયક

## —પણ ચાલ, દોસ્ત! □ જગદીશ જોશી

પા સદીને કાંઠે
ટીપે ટીપે સંઘરેલા
મારા અવાજના સરવરની સપાટી પર
તારી અભાન નજરનું એક તીર
ઘટક ઘટક
પાણી ચૂસવા આવ્યું
ત્યારે
લીલી ધરોની પાતળી ધારદાર અણીઓ પર
માંડ માંડ બેસી
ટકી રહેલું
મારી લીલીકાચ જેવી અપેક્ષાઓનું ટોળું
શ્વેત શ્વેત તેતરોનું ધણ થઈને
એક અરવ ફફડાટ સાથે ઊડી ગયું.

તરસની માછલીઓ
કિનારાની ભીની માટીને ચાટી રહી:

સરી ગયેલા મારા શબ્દોની જેમ...

મારા શબ્દો —
હિટલરની એડી નીચેનું જ્યૂઈશ બાળક — મારા શબ્દો.
તક્ષશિલાનાં ખંડેરોનાં શિલાલેખોનું અંધારું — મારા શબ્દો.
સીતાની સાથે જ ધરતીમાં સમાઈ ગયેલું રામનું ડૂસકું — મારા શબ્દો.
અકબરની કીર્તિના પેટે જન્મેલી અરાજક શહેનશાહત — મારા શબ્દો.

કાંઠા પર પથરાઈને
તરફડી તરફડી મરી ગયેલી
માછલીઓનાં શબો — મારા શબ્દો...

તેને હું જોતો રહ્યો
જોતો રહ્યો...

પણ ચાલ, દોસ્ત,
ચાંદનીમાં ચળકતી એ માછલીઓને
સૂકાં, ખખડતાં પાંદડાંથી છાવરી દઈએ:

નહીં તો,
આવતી કાલે પણ
જો
સૂરજ ઊગશે તો
ફરી પાછો
પોતાની ચાંચથી એ
આ શબોને
ચૂંથશે!

## અકનક્ષી ☐ વિપિન પરીખ

પહેલાં 'ક' કહે: "તમે જુઠ્ઠાં છો."
'ગ' કહે, "તમે લાંચ પણ લો છો."
તમે કહો,
"હું લોકોની પરવા નથી કરતો."
પણ પછી
'જ' કહે છે એણે સગી આંખે જોયું છે.
પછી 'પ' વાત કરે છે, 'ફ' વાત કરે છે .........
લોકો ... લોકો... લોકો ...

માર્ગમાં બધા જ ચહેરા બદલાયેલા લાગે,
અને સ્વપ્નોમાં આંગળીઓનાં તીર છૂટે.
તમે 'A'ને ઊભો રાખો, 'A' ચાલી જાય છે.
તમે 'B' ને ઊભો રાખો, 'B' ચાલી જાય છે.
કોઈ ઊભું રહેવા તૈયાર નથી.

લોકો એટલે ક+ખ+ગ ......, A+B+C+ .........

માર્ગમાં ઊભા રાખી તમે કોને સમજાવશો ?
કારણ
લોકો એટલે મોં ફાડી સામે આવેલો મગરમચ્છ.
લોકો એટલે મખમલ જેવો સુંવાળો થઈ
તમારા શરીરને ભરડો લેતો અજગર.
લોકો એટલે ઘનઘોર વર્ષાની સાંજે
એક પછી એક ચડી આવતાં કાળાં વાદળ.
પહેલાં એક, પછી બીજું, પછી ત્રીજું ......
ને પછી સૂસવાટા થઈને ફૂંકાતું તોફાન ......
તમને લાગે કોઈ પુલની નીચે 'ડાઈનેમાઈટ' મૂકી રહ્યું છે.
તમે અહીં દોડો, તમે ત્યાં દોડો ......
પણ લોકો, લોકો, લોકો ..............

તમે છેવટે થાકીને
મંદિરમાં જાઓ.
અને મંદિર પણ ત્યારે .........

## અમારો આવાસ ☐ કાલિદાસ ☐ અનુવાદ : હરિવલ્લભ ભાયાણી

[મેઘદૂત ૭૨-૭૭]

ઉત્તરે કુબેરભવનની ત્યહીં અમારો આવાસ–
દૂરથી કળાતો એનો ઇંદ્રધનુ-તોરણ-ઉલ્લાસ:
અને ઉદ્યાનમાં શિશુક-મંદાર,
જેના ઢળકતા ગુચ્છ
—સહેજે હાથ પહોંચે!
મુજ કાન્તા જેને નિત્ય પુત્રસ્નેહ-જળે સીંચે.

અને ત્યહીં એક વાવ–
મરકત-ખાંડનાં સોપાન એનાં,
સુવર્ણ કમળ-કળી વૈડૂર્યનાં સ્નિગ્ધ નાળે જડી:
એના જળે શોકમુક્ત વસતા મરાલ
તને ભાળીને યે,
સાવ સમીપમાં તોયે
નહીં માનસને ઝંખતા લગાર.

એને તીરે
કનકકદલી-વીંટયો ક્રીડાશૈલ–
સ્નિગ્ધ ઇંદ્રનીલે રચ્યું શૃંગ ઝળકંત:
કાતર આ હૈયે, સખે! જોઈ તને વીજ-ઝબકારસંગ,
પ્રિયાનો એ પ્રિય શૈલ મુજ સ્મરણમાં સળકંત.

ત્યહીં વળી
કુરબક-વાડ કને, માધવી-મંડપ પાસે
ચંચળ કૂંપળે સોહે રક્તાશોક એક,
એક બકુલ——શો મનોરમ!
પ્હેલો ત્યહીં દોહદને મિષે વાંછે (મુજ સમ!)
તુજ સખી કેરો વામ-ચરણ-પ્રહાર,
અને બીજો ઝંખે, એમ જ હા!
એની મુખમદિરાની ધાર.

એમની વચાળે એક કાંચનની વાસયષ્ટિ,
એના પર સ્ફટિક ફલક,
વળી મૂળે જડ્યા મણિ—લીલા વાંસ કેરે વાન :
દિન આથમંતે ત્યહીં વિશ્રામંતો
નીલકંઠ એક એમ સુહૃદસમાન-
કંકણને રણકારે, મંજુલ મૃદુલ તાલે
મુજ કાન્તા એને નિત્ય નર્તને ખેલાવે.

એંધાણે આ ચિત્તે ચોરી
ન્યાળી વળી શંખ, પદ્મ આળેખેલો દ્વારદેશ,
ઓળખજે, સજન ! તું અમારો આવાસ:
ઉદાસ એ મુજ વિણ હાવાં હશે તેજહીન—
સૂર્ય સર્યે દૂર નિશ્ચે કમળની નિજશ્રી વિલીન.


**સેન્ડવીચ □ પન્ના નાયક**

ટેવ પ્રમાણે
એકમાં પાંચે
કોટ, સ્કાર્ફ, ગ્લવસ્ પહેરી
સડસડાટ પહોંચી જાઉં છું
રેસ્ટોરાંના રેસ્ટરૂમ પર.

ટેવ પ્રમાણે
ઓર્ડર આપું છું
બે સેન્ડવીચ અને
લેમન ટીનો.

સાથે લાવેલા
ઉમાશંકરને
વાંચું છું પણ વાંચતી નથી
આજુબાજુના ટેબલ પર થતો
કાન ફાડી નાખે એવો
ઘોંઘાટ સંભળાતો નથી.

સિગરેટનો ધુમાડો હવામાં ભળી જાય એમ
તું, તારી યાદ, હું સર્વ એકાકાર બની રહ્યાં.
તું ઇન્ટરનેશનલ બુકસ્ટોરમાં
નવાં પુસ્તકોનું નિરીક્ષણ કરતો હશે
કદાચ પાર્કિંગ જ નહીં મળ્યું હોય
અથવા ટ્રાફિક કોર્ટ પર જવાનું હશે
એવા વજૂદવાળાં કારણોને માન આપી
ટેવ પ્રમાણે
બેમાં પાંચે
ફરીથી કોટ, સ્કાર્ફ, ગ્લવસ્ પહેરી
કોઈ મને અડફટમાં આવે એ પહેલાં
સડસડાટ પહોંચી જાઉં છું
જૂની લાયબ્રેરી પર.

## સેલ્ફ પોર્ટ્રેટ · ☐ દિનેશ દલાલ

લઈ કેમેરા
ગોઠવ્યો બરોબર મારી સામે
'સેલ્ફ પોર્ટ્રેટ' લેવા.
મારી જગ્યાએ મૂક્યું ફ્લાવરવાઝ
'ફોકસ' કર્યું.
'ડાયાફ્રામ' 'સ્પીડ' 'સેલ્ફ ટાઈમર'
'એડજસ્ટ' કરી ચાંપ દાબી.
જલદીથી દોડી જઈ
ફ્લાવર વાઝને હડસેલી
હું ગોઠવાઈ ગયો.
(ફ્લાવર વાઝમાં તડ...)

ગરરરરરર......
કટ્
'શટર' 'રીલીઝ' થઈ
સેકંડના ૧/૬૦ ભાગમાં તો
હું 'એકસપોઝ' થઈ ગયો.
ફિલ્મ 'ફાઈન ગ્રેઈન'માં ડેવલપ કરી,
ઈમ્પોર્ટેડ પેપર પર 'પ્રિન્ટ' કાઢી
અને
ખબર ના પડે તેમ 'સ્પોટિંગ' કર્યું.
'હાઈ લાઈટ' દબાઈ ગઈ હતી,
—પણ સારું થયું કે
'બૅકગ્રાઉન્ડ'માં લટકાવેલા
ફૂલફૂલવાળા પડદાએ અને
'ફોરગ્રાઉન્ડ'માં મૂકેલી
નટરાજની મૂર્તિએ એવો તો
'કૉન્ટ્રાસ્ટ' રચ્યો'તો કે
હું બહાર નીકળી આવ્યો.
હવે 'ફ્રેઈમ' થઈ
દીવાલ પર ટીંગાઈ જઈશ
'ડિસ્ટન્ટ લુક'વાળો
છતાંયે મલકતો
(કેટલો કઠિન પૉઝ).
૧૨"×૧૦"નો હું
અને
'ડિસ્ટન્સ'થી
મલક મલક
મલક્યા કરીશ
મલક્યા જ કરીશ ...
☐

## આપોઆપ જ ☐ કનુ મ્હેતા 'વ્યોમ'

ઊંડા કૂવાના ભેડામાં જન્મીને
પ્રથમવાર ઊડવા પ્રયત્ન કરનાર
કબૂતરનાં બચ્ચાંને
ક્યારેય દ્વિધા થતી નથી કે
કઈ તરફ ઊડવું?
નહીં તો
સૂર્ય, ચંદ્ર, તારા અને વાદળાંઓ
વગેરેવાળું આભ એક
ઉપર પણ હોય છે અને
એક આભ નીચે પણ હોય છે!
તેઓ એમ પણ નથી જાણતાં હોતાં કે
ઉપર વિશાળતા છે અને
નીચે ભ્રમણા છે.
જાણે છે માત્ર એટલું જ કે
ગતિ ઉપર તરફ જ કરવાની હોય
અને એને પરિણામે જ તેઓ
ઘેરી વળેલી કૂવાની સંકડાશમાંથી
આપોઆપ જ
છૂટી જાય છે ...!

બે કાવ્ય □ શિગેજિ ત્સુબોઈ □ અનુ.: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[જાપાની કવિતા]

**૧. તારા અને સૂકું ઘાસ**

તારા અને સૂકું ઘાસ
મોડી રાતે કરતાં હતાં વાત
બધાં જ્યારે જંપી ગયાં
એક માત્ર પવન મારી આજુબાજુ.

લાગ્યું અટૂલાપણું
થયું: લાવ થોડી હુંય કરું વાત
જ્યારે આકાશેથી ખરી પડ્યો તારો.
સુકાયેલ ઘાસમાં મેં શોધી જોયો.
મળ્યો ના તે ક્યાંય.

સવારે
જ્યારે હું જાગી ઊઠ્યો
પડી હતી ભારેખમ શિલા
હૈયે મારે આવી.

ત્યારથી
હમેશ મને પૂછ્યા કરું:
ક્યારે હવે શિલા આ બની જશે આકાશનો તારો?
ક્યારે હવે શિલા આ બની જશે આકાશનો તારો?

□

**૨. ફળ**

દૂરથી ધસી આવે ઝંઝા
લઈ જાય વાળીઝૂડી
ઉનાળાની છેલવેલ્લી લૂ
સમગ્ર આકાશે વ્યાપી રહે

આકાશી નીલાશ
નવોન્મેષ માટે જ્યારે થઈએ તૈયાર
અમોને એનો મળી રહે સંગાથ
ફળો પકવવાને માટે આકુળવ્યાકુળ
અને આવે જ્યારે રાત્રિ
કંસારી ને તમરાંના વિવિધ ચમકાર
જાણે મચી પડયાં ઉત્સવની તૈયારીમાં,
આકાશે ઊડુગણ
હીંચકાનો ઝોલો લઈ ઊંચે ઊંચે ચડે,
આકાશી પદાર્થોની ગતિવિધિ
પુરાણા કાળથી જે ચાલી આવી
લોહીમાં લાવે મારા ઓટ ને ભરતી
સમયની થપ્પી જામ્યે જાય સમય પર.
ધીમે ધીમે પાકે એક મોટું ફળ
મારા હૃદયમાં
ન જાણું હશે કેવું સ્વાદિષ્ટ તે
જાણું માત્ર હતું કેવું કઠિન તે કટુ એનું બીજ.



## એ પ્રેમ □ મહેશ શાહ

અત્યાર સુધી,
જન્મતાં, શૈશવે, કૈશોર્યે કે યૌવને
તારા પ્રેમની પરિસીમાનો સ્વાદ તેં મને
ચખાડ્યો જ નથી.
મને ખબર છે, બરાબર યાદ છે.
લાગલગાટ છે બેઉ
ખબર અને યાદ.

ભવિષ્યે, પ્રૌઢવયે, મરણલાયક ઉંમરે,
મૃત્યુશાણે કે મુક્તિપળે,
આ પછીના જન્મે કે તે પછીના જન્મે,
કોઈ પણ એક
અને અંતિમ જન્મારે
થવાનો હોય એવો આત્યંતિક
પ્રેમ તને
આજે જ કેમ થતો નથી મારે માટે?
મારા પર એ આજે જ,
અત્યારે જ, અબઘડી જ, અબ્બીહાલ
નહીં ને પછી કયારેક
પણ થાય તો મને
એટલો ગમશે નહીં એ.

## એક ઉમેદવારની સ્વગતોક્તિ □ પ્રબોધ જોશી

પડખાં ઘસી ઘસીને
આળી થઈ ગયેલી આ રાત
ચીબરીની જેમ શું બબડ્યા કરે છે !
બારી બહાર
નજર કરું છું તો–
રોડ ઉપરના દીવાના ઝાંખા પ્રકાશમાં
પવનો પણ અટકી અટકીને ચાલતા હોય એવું લાગે છે.
ક્યારેક ઝબકી જતું
પેલું પોસ્ટર ...
પવનનાં ટોળેટોળાં
કોણ જાણે કયા આકાશમાં અટવાઈ ઊભાં છે !
અને અહીં !–
ફટાકડા ફૂટે એ પહેલાંની અકળ શાંતિ
મારા નિઃસ્વ મનના વૈભવ-મહેલમાં હું ચરણ માંડું છું.
હું વનવાસ ભોગવતા રામનાં ચૌદ વરસ જેટલું
આ પથારીમાં લંબાઈને પડ્યો છું.
વિચારોમાં વહી જતી રાત્રિનાં મોજાં
મારી અર્ધ-તૂટેલી નૌકાને અફળાય
એ પ્હેલાં –
કિનારે સૂતેલાં વૃક્ષો જેટલું ય ... ...



## એક સરમુખત્યારની સ્વગતોક્તિ □ ભાનુમતી સુણાવકર

આ...મ આટલું હવે કેમ ચલાવી લેવાય ?
આવું નહીં ચાલે, હરગિજ નહીં ચાલે.
પ્રજા તો દીવાસળી જેવી હોવી જોઈએ
– જેથી તેને ખોખાંમાં પૂરી શકાય,
– જેથી તેને ખીસામાં રાખી શકાય,
– જેથી જરૂર પડ્યે સળગાવી શકાય
અમારી પ્રજા દીવાસળી જેવી હોવી જોઈએ, બનવી જોઈએ–
ટાંકણી જેવી નહીં.

## રવિવાર ☐ પન્ના નાયક

શનિવારે લેઈટ-શો જોઈ
સવારે મોડા ઊઠવું
જાપાનીઝ ટી-સેટના વખાણ કરતાં કરતાં
ચ્હા પીવી, ટોસ્ટ ખાવો
રવિવારનું લાંબુલચ છાપું વાંચવું
આપણી રાજકીય નીતિ પર મતભેદ થવો
રીસાવું - મનાવું
જૂહુના દરિયે ડૂબકી મારી આવવી
'સન એન સેન્ડ'માં જમવા જવું
ઘેર આવીને પ્રેમ કરવો
પાણી પાઈને
મુરઝાયેલી જૂઈને જાગ્રત કરવી.

બંધ આંખોએ
સોમવારે સવારે તારીખનું પાનું ફાડું છું.

કેલેન્ડરમાં રવિવાર ન હોત તો?

☐ સુશીલા ઝવેરી
નૃપાર્ત જનો:
વહેતી દૂધ–ગંગા
કામ ન આવે.

## સ્મિત ☐ પન્ના નાયક

ગઈ કાલનું તારું સ્મિત
..................................
મારા સ્મરણોની પથારીમાં
ટૂંટિયું વાળીને પડ્યું છે

☐ સુરેશ દલાલ
તળિયે તરે કોઈનું સ્મરણ
તળિયું ઠરે કોઈને સ્મરણ

## નથી ▢ ભગવતીકુમાર શર્મા

તારા વિના સુવાસ હવે શ્વાસમાં નથી;
પગરવ કોઈનો વૈભવી આવાસમાં નથી.

જીવે છે એક ફેફસે મારી વસંત પણ;
પતઝડની નોંધ ક્યાંય પણ ઇતિહાસમાં નથી.

આંખોની આ સફેદી અકારણ વહી ગઈ;
નભના ચહેરા ઓસભીના ઘાસમાં નથી.

અંકુર કેમ ઊગશે છોગાના કેસરી?
રોપ્યાં કોઈએ ઇન્દ્રધનુ ચાસમાં નથી.

પાંપણ ખૂલે કે બંધ, સતત દૃશ્યનો અભાવ!
મારા ગ્રહણે સૂર્ય તો અંજવાસમાં નથી.

ખુલ્લે પગે ફરું છું ને ગુલમોર મ્લાન છે;
ચૈતરના સૂકા હોઠ હવે પ્યાસમાં નથી.

નિશ્ચિત ક્ષણે જ આથમ્યો સૂરજ સમો સમય;
છલનાનો છાક સાંજના આભાસમાં નથી.



## ગઝલ ▢ કમલ વોરા

ત્રણ ઈંચ લાંબી આયુષ્યરેખા પર
બાવીસ વર્ષથી ફર્યા કરું છું.

એ ક્રમથી આગળ વધી શક્યો ના
બસ ઊગ્યા કરું છું, ખર્યા કરું છું,

દંભ મારી ત્વચા, ભય મારું લોહી
બહાનાઓથી મને ભર્યા કરું છું.

એકલો છું, અવશ છું, ઉદાસ છું,
સ્મૃતિનો ચહેરો ચીતર્યા કરું છું

આમ સમયની મુઠ્ઠીમાં બંધ છું.
રેતી જેમ આમ સર્યા કરું છું

## હાઈકુ ▢ મુરલી ઠાકુર

સુખની સર્પ –
ગતિ ને દુ:ખની! તે
ગોકળગાય.



સૂરદાસને
અંધારમાં રમવું
પ્રકાશ ભોંઠો !



પાન ખર્યાં તે
ઊડે હવામાં, – થડ
થીરનાં થીર.



તુલસી મ્હોર્યાં
આટલાં, મારે દેવ
ઢૂંઢવા કહીં?



સૂર્ય આકરો
શીતલ ચાંદો, વચ્ચે
હસતા તારા

પ્રવેશ પણ શક્ય છે
નીસરવા તણા બારણે – પ્રિયકાન્ત મણિયાર
વર્ષ ૬ : અંક : ૩ ફેબ્રુઆરી, ૧૯૭૩
સળંગ અંક : ૩૩
મુખપૃષ્ઠ : સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

દ્વૈમાસિક



---

સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## અનુભૂતિ ☐ નિનુ મઝુમદાર

હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ

બેઉ બાજુથી મેં તો જોયું જીવન
મને ઉભયનો ઉમંગ લાધિયો રે લોલ
હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ

હે ખોટાં ખોટાં ડરે છે બીજાં માનવી રે લોલ
મારે ભીતરથી ભૂલ હતી ખોળવી રે લોલ
મારે ભીતરની ભૂલ હતી ભાંગવી રે લોલ
ભવ અંદર-બહાર સરખાવિયો રે લોલ
હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ

હે મને વ્હાલાં મળ્યાં છે આણજાણમાં રે લોલ
એ તો અમરત સિંચે છે મારા પ્રાણમાં રે લોલ
મને પૂરણના પ્રેમથી પલાળિયો રે લોલ
હે હું તો મૃત્યુને દ્વારેથી પાછો આવિયો રે લોલ

# કવિતા

તંત્રી સુરેશ દલાલ
અંક ૩૪ એપ્રિલ ૧૯૭૩
એક રૂપિયો
જન્મભૂમિ પ્રકાશન

# કૃષ્ણ-રાધા

આ નભ ઝૂક્યું તે કાનજી ને
ચાંદની તે રાધા રે !

આ સરવર જલ તે કાનજી ને
પોયણી તે રાધા રે !

આ બાગ ખીલ્યો તે કાનજી ને
લ્હેરી જતી તે રાધા રે !

આ પરવત શિખર કાનજી ને
કેડી ચડે તે રાધા રે !

આ સાગર સરજ્યા તે કાનજી ને
ભગતી પૂજે તે રાધા રે !

આ કેશ ગૂંથ્યા તે કાનજી ને
સેંથી પૂરી તે રાધા રે !

આ દીપ જલે તે કાનજી ને
આરતી તે રાધા રે !

આ લોચન મારાં કાનજી ને
નજરું જુએ તે રાધા રે !

પ્રિયકાન્ત મણિયાર

☐ મુરલી ઠાકુર

મારા ઘરમાં એક પોપટનું ચિત્ર છે,
પિંજરામાં રાખેલો પોપટ એના સામું તાકી-
તાકી નિઃસાસા નાખે છે.

મારી બારીમાં નાખેલ
ચણા ચણવા –
ચકલીઓ આવે છે.
પોપટ પિંજરામાં બેઠા બેઠા
ચીસો પાડી એને ઉડાડી દે છે.

માછલીઘરમાં તરતી માછલીઓને જોઈ
પોપટ પિંજરામાં તરવાનો પ્રયત્ન કરવા જાય છે.

ને –

ને ... ને ... ને ...
મારા ઘરમાં એક પાંજરાનું ચિત્ર છે!

## ....શું કહેશે? ☐ હરીન્દ્ર દવે

આ ક્ષણે શ્વાસ સમેટું તો જગત શું કહેશે?
એક સુખદ ઊંઘમાં લેટું તો જગત શું કહેશે?

જેની મનમાં જ ભરી રાખી'તી તડપન એને
આ નગરચોકમાં ભેટું તો જગત શું કહેશે?

મારા અવશેષ તરીકે તો ફક્ત શબ્દો છે,
એને સ્મરણોથી લપેટું તો જગત શું કહેશે?

એક મહોબ્બત છે જગતમાં જે ટકી રહેવાની,
બાકીનું સર્વ ઉશેટું તો જગત શું કહેશે?

જિંદગીમાં ય જ્યાં અંતર હતું એ માણસને
મોતથી પણ પડે છેટું તો જગત શું કહેશે?

☐

## અંધારી વાટ ☐ મકરન્દ દવે

અંધારી વાટ ક્યાં જશે અંધારમાં, પ્યારે!
એ ક્યાંક તો ઊભી હશે સૂરજને કિનારે?

મોજાંનો માર, તેજ હવાની તું વાત કર
ને ચૂપ છું હું કોઈના બારીક ઇશારે.

સાકી, ખુશીથી અન્ય તણા જામ ભર્યે જા,
એક બુંદ બસ છે કાફી, તને કોણ પુકારે?

બોલો, મને ય ગમતું નથી આજકાલ પણ
એમ જ હસી પડાય છે આ હસતી સવારે.

દુનિયાની કોઈ ચીજ નથી મનપસંદ પણ
ચાલો, ખરીદીએ તો કંઈ, કોઈ બજારે.

કામિલની એક વાત મને ચોટ કરી ગઈ,
તું છો જ, – એથી કોઈ નથી વાત વધારે.

## ગઝલ ☐ કમલ વોરા

ફીણ-ફીણમાં વેરાઈ ગયા,
ભ્રમ છે કે ભીતર દરિયો છે.

સૂર્યતેજે ય ઝળહળી ન શકું,
કયો અંધકાર મેં સ્પર્શ્યો છે?

ક્યાંય અંત ના આભનો અને,
હવાને ભૂલવા ટહુકો છે!

પડછાયા અળગા કેમ કરું?
પ્રશ્ન આ સૂર્ય સામેનો છે.

સંતાઈને ય સંતાઉં ક્યાં?
ત્વચા ને શ્વાસનો પ્હેરો છે.

## વસંત ☐ ઉશનસ્

ઉમ્મરના ઓરડે હું એકલી, મરું છળી,
પરદો હલ્યા કરે છે: હશે કોની લાગણી?

કોઈ નથી - તણી સલામની તૂટી તડક,
ભણકાર કાપતો કલેજાનું કળી કળી;

પોઢેલ શાન્ત વાવનું અવાવરુપણું
જાગ્યા છે કંપ, કોઈએ કરી છે કાંકરી;

બિડીને નામ આપમાં ખર્યું છે ટોડિયું
વર્તુલાય કોઈના તરંગ વિસ્તરી;

દર્પણમાં ફૂટ્યું ક્યાંથી આટલું અનલપણું?
ઊભી ઊભી ઊંડી ઊંડી જઉં છું ઊતરી!

☐

## ગઝલ ☐ કમલ વોરા

ફૂંક થઈ વંટોળમાં ફેંકાઈ જાઉં,
માત્ર ફંગોળાઉં ને ખોવાઈ જાઉં.

શ્વાસોની એકલનામાં પુરાઈ ગયો હું,
ભીડ પણ હું અને હું જ ઘેરાઈ જાઉં.

તમે તો આંખમાં ટહુકી ગયા આકાશ,
વિસ્તરે ધુમ્મસ ને હું વિખરાઈ જાઉં.

પ્રયત્નોની કિલ્લેબંધી તૂટી પડે ને,
હું સ્મૃતિનાં દળોથી વીંધાઈ જાઉં.

ઓગળી જાય પહાડો-સૂર્ય-આકાશ બધું,
પડઘાની શૂન્યતામાં ફેલાઈ જાઉં.

## ત્રણ કાવ્યો ☐ આદમ મકરાણી

### શક્યતા

આંગણું ઊગી જવાની શક્યતા
ફૂલ થૈ ફોરી જવાની શક્યતા.
મોગરો અંધારનો હાંકે દીવો
વાટ સંકોરી જવાની શક્યતા.

ટાંકણું-પથ્થર હવે ભેગાં મળે
શિલ્પને કોરી જવાની શક્યતા
ખુશ સાફો: લાલ પાનેતર રટે
અવસરો મ્હોરી જવાની શક્યતા.

### ગાળ્યા કરે

કોણ દીવાને સતત બાળ્યા કરે?
ફૂંક મારીને પછી ઠાર્યા કરે.

ખેલ ચાલુ છે હજી તો યે જુઓ
કોણ પરદાને ધીમે ચાળ્યા કરે?

કાફલા ચાલ્યા કરે છે રાત-દિન
કોણ રણને રોજ વિસ્તાર્યા કરે?

### ખોડી હશે

ઝાડ આખું પાંદડે ઝૂએ નહીં
ડાળખી નાનીય પણ તોડી હશે.

લોહીના અશ્વો ભીતર દોડે સદા
રંગ કોણે ભીતરે વાળી હશે?

આંખનાં નેવાં ચૂવે છે એટલે
સામટી યાદોય નીચોવી હશે.

પાદરે ચીલા હજી સાબૂત છે.
ગામની ડમણી અહીં દોડી હશે.

## છો સૂતી ☐ સુન્દરમ્

એ સૂતી છે
સર્વ સંકેલી સ્વપ્નો,
કેવી કેવી નિત્ય કેરી તમન્ના,
નાની નાની મીઠડી માગણીઓ,
કૂણી કૂણી કામ્ય કૈં લાગણીઓ,
એ હૂંફાળા હેતથી પૂર્ણ શ્વાસો,
ક્યારે ક્યારે ઢૂંકતો એ નિસાસો,
આ સૃષ્ટિનો આગવો એક ખૂણો
લૈ બેઠેલી –
એ કરી ખાલી ચાલી
ચાલી ગૈ – જ્યાં ના હવે
સાતતાળી –
ખેલી લેવા ત્યાંનું સંગાથી સાથી.

છો સૂતી એ –

જાગતા જોઈ રહેશું
વાત આ નિત્ય કહેશું.

## ☐ રાજેન્દ્રસિંહ રાયજાદા

હું દરેકને જોતો ફરું છું
ક્યાં છે માણસ—Real man?
રસ્તા, બાગ, બજાર, થિયેટર, શાક માર્કેટ ને સ્મશાન
જ્યાં જુઓ ત્યાં
લોહીની વાડમાં
કાંટાળા થોરની જેમ ઊગી નીકળ્યાં છે માણસો.
માણસો જોતો રહું છું ...
ખભા પર પોતાની લાશને ઊંચકીને જતો માણસ
પોતાની લાશને સાચવતો માણસ
લાશને શણગારતો માણસ
લાશને ચૂંથતો માણસ.
મરતો માણસ
લાશ માટે જીવતો માણસ
હું તેઓને ધીમેથી કહું છું: 'આ તમે નથી.
જે તમે છો
તે તો છે તમારા Real manની લાશ.'
તેઓ મારી તરફ જોઈને

સુક્કાં ખરી પડેલાં પાંદડાની નસોમાં
મરી ગયેલી વસંત જેવું હસી પડે છે.
બધા ગણગણતા ચાલ્યા જાય છે: 'પાગલ'.

સમય
હાથમાં સાવરણો લઈને
લાશોને વાળતો રહે છે ત્યારે

અમરતની આકાશગંગામાં
પગ બોળીને બેઠેલો એક પાગલ
હસતો રહે છે.

## બે કાવ્યો □ જયંત પાઠક

### સૉનેટ

પહેલી વાસંતી ફરફરથી છંટાઉં, પવને
કશું ઝીણું ઝીણું દુકુલ ધરી દેહે, લહરની
લીલામાં આમંત્રો મદન! અહીં વ્હેલા પ્રહરની
પિછોડીના સ્પર્શે ગલીપચી થતી શી બદનને!

કળીઓને કોઈ કહી ગયું; અલે, જાવ ઊઘડી,
ભમે ભોળા-ભૂરા ભ્રમર મળી લોને અબઘડી!
બધે અંગે અંગે મઘમઘી રહ્યું અત્તર અહીં;
હવાને ચ્હેરે શી મૃદુ વિહગ પીંછી ફરી રહી!

હવે અંગેઅંગો અલસ, મધુનો કૅફ પ્રસરે
શિરાઓમાં, આંખો ઊઘડતી-મીંચાતી પળપળે
દિવાસ્વપ્નો સોડે મદશિથિલ શી જાગૃતિ ઢળે!
દરે ઊંડે જાણે સમયની લીલી સાપણ સરે.

અહો પોચી પોચી મીણની મુજ હસ્તી: મધપૂડો!
બધે ડંખે-છિદ્રે દ્રવ દ્રવ-દૂઝે શો વ્રણ ઊંડો!

□

### ગઝલ

મૃગજળ છું, ટકોટક ભરી શકું અફાટ રણ;
રેતીના એક કણને પલાળી શકું ન પણ!

હું આગળ છું પરંતુ ધુમાડામાં વીંટેલી;
બાળી શકું, કશું ય ઉજાળી શકું ન પણ.

રેખા છું ભાગ્યની હું હથેળીની વચ્ચોવચ્ચ;
સરતા સમયને હાથથી, ખાળી શકું ન પણ.

માગ્યું; અને મળી ગઈ મોટાઈની સજા;
ફેલાઈ શકું, ટૂંટિયું વાળી શકું ન પણ.

આ આયનાની ભીંત; બહાર કેટલું ય છે!
જાણું, સિવાય હું મને ભાળી શકું ન પણ.

## પ્રતીતિ □ પન્ના નાયક

કોલાહલમાં
જીવવા ટેવાયેલા
સ્વભાવથી
બે યુદ્ધના
મધ્યાન્તર જેવી
આ નીરવતા
નથી જિરવાતી.

આકાશના ઓસબિન્દુ
પૃથ્વીની રોમાવલિ
વનનો શ્વાસ
પવનમાં ઝૂલતા
ઊડતા પતંગિયાના દ્વીપ
મારી આંખના શબ્દો

સૌને
વીનવું છું
કોઈ તો કરો કંઈ
ખખડાટ
કે
પળભર માટે
મને મારા હોવાની
પ્રતીતિ થાય.

## વિદાય □ રાજેન્દ્ર શાહ

પ્રિય,
વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી.
અસુવનજલ કલિત કપોલ,
પ્રાણને રોધન અધર રહે કાંપી;
પ્રિય, વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી.

વેદના અચલ, અજાણ પથે,
બનશે રે ધ્રુવતારા;
ક્લાન્ત મારા મને જાણે
ગગનગંગની ધારા:
નિ:સીમની મેર નીરખે નયન ટાંપી.
પ્રિય, વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી.

મિલનવેળની, એકલનું ઉર
સવારે છાયાગીતિ;
ચરણે ચરણે, દૂર નહિ દૂર,
નિકટ મૂળની ક્ષિતિ.
કાલને પરિક્રમણે, વિલોલ,
લોચન લઈ, જાઉં રે સ્મરણ સોંપી
પ્રિય, વિદાય દિયો હૃદયે હૃદય ચાંપી.

['ધ્વનિ પુસ્તિકા' માંથી]



## ....એટલે □ વિપિન પરીખ

આકાશ એટલે
નિયત સમયે રોજ હાજર થવાની
ચાંદા અને સૂરજની ઑફિસ.

આકાશ એટલે
જોડણીકોશમાં આપેલ પર્યાય
(ન.) ખાલી શૂન્ય સ્થાન, આભ, ગગન, નભ, વ્યોમ

## જનારને □ કમલ વૈદ્ય

વિદાયનું ગાન ગળતે હૃદય છેડી;
જાય કહીં તું? પથિક;
અવર, અમને છોડી,
ક્યાંય નહીં કોઈ કેડી.

ધરતીની ધૂળ, તૃણવેલીનાં ફૂલ,
ને વાતો વાયુ,
તેજ-છાયાના છંદનો હિલોળ
ઝીલનાં જીવન ગાયું:
(હવે) નિઃસીમની અમરાઈનાં
તારલફૂલ તું રહે વેડી.

સૂર મહીં ઢલવાય જે સકલ
એ જ તો નીરવ મને,
ભાવની ગહન ગુહાને
ઊંડાણ રહ્યું નિત કને:
ખાલીને આધાર જેવું આ જગ,
અમોને જાય તું એમ જ તેડી

□

□ રાજેન્દ્રસિંહ રાયજાદા

ખળખળ વહેતું જળ
તોડી નાખે ફોડી નાખે
કાળમીંઢ પથ્થરો કોરી નાખે
છતાં,
પાણીના રેશમિયા સ્પર્શે
પથ્થરોની સપાટી પર
ભીનાશે ભીંજાતો ઊગી જાય રોમાંચ
લીસો લીસો લીલ બનીને!

## બે લઘુ કાવ્યો □ કમલ વોરા

૧.

તું
રાનુને આવેલ
વાસંતી સપનાની ઘેઘૂર યાદ ...

૨.

હું
શ્વાસ ભરવાની
અને ખાલી કરવાની
એક રિક્ત જગા
માત્ર

# શ્રીમદ્ ભગવદ્‌ગીતા : અધ્યાય ૧૧

## વિશ્વરૂપદર્શનયોગ

### અનુ.: મનસુખલાલ ઝવેરી

અર્જુન બોલ્યો :

મારા પર કૃપાદૃષ્ટિ કરી, અધ્યાત્મ નામનું
આપે પરમ જે કૃષ્ણ! રહસ્ય કહ્યું તે સુણી
ટળી મારી અમૂઝણ. ૧

અને આપની પાસેથી સાંભળ્યાં મેં સવિસ્તર
ઉત્પત્તિ-નાશ ભૂતોનાં, અક્ષય્ય મહિમા વળી. ૨

વર્ણવો છો યથા આપ આપને, પરમેશ્વર!
છો બરાબર તેવા જ; છતાંયે દિવ્ય રૂપ એ
આપનું નજરે જોવા ઇચ્છું છું, પુરુષોત્તમ! ૩

પ્રભો! એ જોઈ મારાથી શકાશે, એમ આપને
લાગે તો દીજિયે દેવ! મને દર્શન આપના
અવિનાશી સ્વરૂપનાં. ૪

શ્રી ભગવાન બોલ્યા :

નિહાળ તું મહાબાહો! કૌન્તેય! ભાતભાતના
વર્ણો ને આકૃતિવાળાં અને નાના પ્રકારનાં
સેંકડો ને હજારો આ રૂપોને દિવ્ય માહરાં. ૫

આદિત્યો, વસુઓ, રુદ્રો, અશ્વિનો, મરુતો તું જો,
અને જો પાર્થ! આશ્ચર્યો પૂર્વે જોયાં ન હોય તે. ૬

મારા દેહ વિશે પાર્થ! અહીં એક સ્થળે રહ્યું
સચરાચર આખું આ નિહાળ વિશ્વ, ને વળી
જો બીજું જોવું હોય તે. ૭

કિન્તુ આ ચક્ષુથી તારાં, જોઈ તું શકશે નહિ
મને; તેથી તને ચક્ષુ દિવ્ય આપું છું, અર્જુન!
૮ ઐશ્વર્યયુક્ત તો મારી ન્યહાળ તું યોગશકિતને.

**સંજય બોલ્યો:**

કહી એમ પછી કૃષ્ણ મહાયોગેશ્વરે, નૃપ!
૯ પાર્થને નિજ દેખાડ્યું રૂપ પરમ ઈશ્વરી.

અનેક મુખ ને નેત્રો તેનાં, ને દૃશ્ય અદ્ભુત
અનેક વસતાં તેમાં; સોહે છે દિવ્ય ભૂષણો
તેના પર; ઉગામ્યાં છે અનેક દિવ્ય આયુધો
તેણે; ને દિવ્ય ધાર્યાં છે માળા ને અંબરો વળી;
દિવ્ય ગંધ તણા લેપે રહ્યું એ મ્હેકી, યુક્ત તે
૧૦–૧૧ સર્વ આશ્ચર્યથી; દિવ્ય, અનન્ત, વિશ્વતોમુખ.

હજારો સૂર્યનું તેજ આકાશે એકસામટું
૧૨ ઊગે તો એ મહાત્માના લાગે તેજ શું કૈંક એ.

તે સમે અર્જુને ન્યહાળ્યું, અનેકાનેક ભાગમાં
વ્હેંચાયા વિશ્વ આખાને, તહીં એક સ્થળે રહ્યું,
૧૩ દેહે દેવાધિદેવના.

પછી વિસ્મયથી વ્યાપ્ત, રોમાંચિત ધનંજયે
૧૪ નમાવી શિર, જોડીને હાથ દેવેશને કહ્યું.

**અર્જુન બોલ્યો:**

આ આપના દેહ વિશે હું, દેવ!
નિહાળું છું દેવગણો સમસ્ત,
સમૂહ નાનાવિધ ભૂતકેરા,
ને ઈશ બ્રહ્મા કમલાસનસ્થ
૧૫ સર્વે ઋષિ ને વળી દિવ્ય સર્પો.

અનેક છે બાહૂ મુખો અનેક,
અનેક નેત્રો, ઉદરો અનેક

જેને, એવા આપને જોઉં છું હું
વ્યાપ્યા ચારે બાજુ રૂપે અનન્ત.
ન આદિ, ના મધ્ય, ન અન્ત આપનો
હું ક્યાંય જોઈ શકું વિશ્વરૂપ! ૧૬

સર્વત્ર હું જોઉં છું દેવ! આપને, –
પ્હેર્યો જેણે મસ્તકે છે કિરીટ,
હસ્તે ધાર્યાં છે ગદાચક્ર જેણે,
દીપ્તિ જેની વ્યાપતી સર્વ બાજુ;
રાશિ જે છે તેજનો, ને પ્રકાશ
જેનો દીપ્ત અગ્નિ ને સૂર્ય જેવો,
જોયો જે ના જાય ને જે અમાપ. ૧૭

હું માનું છું અક્ષરબ્રહ્મ આપ છો,
ને આપ સર્વોત્તમ જ્ઞેય છો, પ્રભો!
આ વિશ્વનું આશ્રયસ્થાન શ્રેષ્ઠ, ને
છો અવ્યયી, શાશ્વત ધર્મ કેરા
છો આપ સંરક્ષક, ને સનાતન
છો દેવદેવેશ્વર! આપ પૂરુષ. ૧૮

હું આપને જોઉં છું – આપ, જેને
ન આદિ, ના મધ્ય, ન અન્ત; જેનું
અનન્ત છે વીર્ય; અસંખ્ય જેના
છે બાહુ; ચક્ષુ શશિસૂર્ય જેનાં;
ને વક્ત્ર છે પ્રોજ્જ્વલ અગ્નિ જેનું;
તપાવતા આ જગને સ્વતેજથી. ૧૯

દિશા દશે, તેમ જ દેવ! પૃથ્વી ને
આકાશ વચ્ચેનું સમગ્ર અન્તર
વ્યાપેલ છે આપ જ એકલાઓ;
આ આપનું અદ્ભુત, ઉગ્ર રૂપ

નિહાળીને લોક ત્રણે, મહાત્મન્.
૨૦ ભયે ઊઠ્યા છે થઈ ત્રાહિ ત્રાહિ!

પ્રવેશતા આપ વિશે સુરોના
આ સંઘ; તો કોઈ વળી રહ્યા છે
પ્રાર્થી ભયેથી, પ્રભુ! અંજલિ રચી.
મહર્ષિઓ તેમ જ, સિદ્ધ કેરા
સમૂહ 'સ્વસ્તિ'વચનો વદી વદી,

૨૧ કરી રહ્યા છે સ્તુતિ ખૂબ આપની.
વિશ્વેદેવો, અશ્વિનો ને મરુતો,
રુદ્રો, સાધ્યો, પિત્રીઓ ને વસુઓ,
આદિત્યો ને વૃન્દ આ રાક્ષસોનાં
ને ગંધર્વો યક્ષસિદ્ધો તણાં આ
આશ્ચર્યેથી મુગ્ધ થૈ, દેવદેવ!
૨૨ હેરી હેરી આપને સૌ રહ્યાં છે.

અનેક જેનાં મુખનેત્ર ને છે
અનેક જંઘા, વળી બાહુ–પાદ,
અનેક જેનાં ઉદરો, અને જે
અનેક દંષ્ટ્રાથી બન્યું કરાલ,
એવું મહાબાહુ! વિરાટ આપનું
આ જોઈને રૂપ બધાય લોક
૨૩ ને હું ય તે ત્રાસી રહ્યાં છીએ, પ્રભો!

આકાશને આંબી રહેલ છે જે,
થઈ રહ્યું તેજથી જે ઝળોમળ,
ને દેવ! છે વર્ણ અનેક જેના,
વિશાળ જેનાં નયનો ઝગારા
મારી રહ્યાં, ને મુખ છે વિકાસ્યાં,
એવા જોઈ આપને હૈયું મારું

બેબાકળું થાય; અને સરી જતી
સૌ શાન્તિ ને હિમ્મત મારી, વિષ્ણો! ૨૪

અને નિહાળી મુખ આપનાં આ
કાલાગ્નિ શાં, ભીષણ દાઢવાળાં,
દિશા ન સૂઝે; પડતું ન ચેન;
પ્રસન્ન હો દેવ! જગન્નિવાસ! ૨૫

ને આ સુતો સૌ ધૃતરાષ્ટ્ર કેરા,
સમૂહ સાથે નૃપતિગણોના,
ભીષ્મ, દ્રોણ, કર્ણ આ સૂતપુત્ર,
ને મુખ્ય યોદ્ધા અમ પક્ષના યે:
રહ્યાં પડી સર્વ કશી ત્વરાથી
મુખો વિશે આપતણાં ભયાનક,
દંષ્ટ્રા તણી હાર કરાલ જેમાં!
તો કોઈ એવા વળી, શીર્ષ જેનાં
ચવાઈને ચૂર્ણ થઈ ગયાં, તે
દેખાય છે ચોટી ગયેલ દાંતમાં! ૨૬-૨૭

જલપ્રવા નદીઓ તણા ઘણા
ધસી રહે વેગભર્યા યથા સૌ
સમુદ્ર પ્રત્યે જ, મનુષ્યલોકના
પ્રવેશતા તે વિધ વીર આ બધા
મુખો વિશે દેવ! જ્વલન્ત આપનાં! ૨૮

જેવી રીતે, નષ્ટ થવા જ, દેવ!
પતંગ જ્વાળામહીં અગ્નિકેરી
અત્યંત વેગે ધસી ઝંપલાવે,
તેવી રીતે, નષ્ટ થવા જ, લોકો
આ સર્વ યે વેગભર્યા ધસી ધસી
મુખો વિશે આપ તણાં પડે છે! ૨૯

જ્વાળાભરેલાં વદનોથી આપનાં
ગળી જતાં આપની આસપાસના
લોકો બધાને, લપકંત જીભથી
ચાટી રહ્યા છો પ્રભુ! આપ. વિશ્વ આ
સમગ્રને તેજથકી છલોછલ
ભરી દઈ, ઉગ્ર પ્રકાશ આપનો
૩૦ તપી રહ્યો છે ચહુમેર, વિષ્ણો!

કહો જી, છો કોણ જ આપ, જેણે
આવું મહા ભીષણ રૂપ ધાર્યું?
નમોસ્તુ દેવેશ! પ્રસન્ન થાઓ!
હું આપને — આદ્ય પુરુષને — પ્રભો!
પિછાણવા ઇચ્છું છું: કેમકે આ
૩૧ પ્રવૃત્તિ હું આપની ના કળી શકું.

**શ્રી ભગવાન બોલ્યા:**

હું વૃદ્ધિ પામેલ છું કાલ, પાર્થ!
લોકોતણો હું કરતો વિનાશ;
સંહાર કાજે અહીં સર્વકેરા
થયો છું પ્રવૃત્ત: અહીં ખડા છે
પ્રત્યેક સેનામહીં સૈનિકો જે
અવશ્ય તે સર્વ થઈ જવાના,
૩૨ તારા વિનાયે ન–હતા જ, અર્જુન!

તો ઊઠ તું અર્જુન! કીર્તિ લે રળી,
જીતી સર્વે શત્રુને માણ રાજ્ય
રિદ્ધિસિદ્ધિવાળું: જો, તેમને મેં
પ્હેલાંથી જ છે હણી પાર્થ! નાખ્યા;
૩૩ તું પાર્થ! થા માત્ર નિમિત્ત કારણ!

આ દ્રોણ ને ભીષ્મ અને જયદ્રથ
ને કર્ણ ને વીર બીજા ય યોદ્ધા

-જેને હણ્યા પાંડવ! ક્યારના મેં-
તું માર તેને: ભય રાખ મા: લડ!
છે જીતવાનો જ તું શત્રુને રણે! ૩૪

સંજય બોલ્યો:

વાક્યો આ શ્રીકૃષ્ણનાં સાંભળીને
ધ્રૂજતો કૌન્તેય બે હાથ જોડી
એને વંદીને ફરીથી, નમીને
નીચે પાછો, ભીતિ અત્યંત પામી,
ડૂમે રુંધ્યા કંઠથી આમ બોલ્યો: ૩૫

અર્જુન બોલ્યો:

આમાં નવાઈ નથી કાંઈ, કેશવ!
કે આપનાં, જી, ગુણકીર્તનો કરી
પામી રહ્યું હર્ષ સમસ્ત વિશ્વ આ;
અને રહ્યું છે સુખ માણી. રાક્ષસો
દશે દિશામાં ભય પામી ભાગતા;
અને નમે સિદ્ધતણા સમૂહ સૌ! ૩૬

ને આપને કેમ નમે નહિ એ?
બ્રહ્માતણાયે પ્રભુ! આદિ કર્તા
છો આપ: ને શ્રેષ્ઠ સહુથકી છો.
અનન્ત! દેવેશ! જગન્નિવાસ!
વિકારી છો ને અવિકારી યે છો:
ને આપ છો અક્ષરબ્રહ્મ, તત્ત્વ જે
એ બેયથી છે પર, હે જનાર્દન! ૩૭

ને આદિ છો દેવ, પુરાણ પૂરુષ,
આ વિશ્વનું આશ્રયસ્થાન ઉત્તમ
છો આપ વેત્તા; વળી વેદ્યયે; અને
છો ધામ સર્વોત્તમ; વ્યાપ્યું વિશ્વ આ
સમસ્ત આપે જ, અનન્તરૂપ! ૩૮

છો આપ વાયુ, યમ, અગ્નિ, ચંદ્ર,
વરુણ, બ્રહ્મા, પ્રપિતામહે ય;
નમું નમું છું હું હજાર વાર.
૩૯ ફરી ફરીને હું નમું છું આપને!

નમું છું હું આગળથી; નમું છું
હું આપને પાછળથી; નમી રહું
સૌ બાજુએથી વળી; દેવ! આપનું
અનન્ત છે વીર્ય, અમાપ વિક્રમ.
છો સર્વમાં વ્યાપી રહેલ આપ,
૪૦ ને તેથી છો કેશવ! આપ સર્વ!

મેં આપને મિત્ર ગણી, વ આપનો
જાણ્યા વિના આ મહિમા, પ્રમાદથી
પ્રેરાઈને વા પ્રભુ! સ્નેહભાવથી
'હે કૃષ્ણ!', 'હે યાદવ!', 'હે સખા!' કહી
જે બોલવામાં છૂટ લીધી, ને કર્યાં
મેં મશ્કરીમાં અપમાન આપનાં,
ખાતાપીતાં ને વળી બેસતાંસૂતાં,
ને ખેલતાં ને રમતાં, જનાર્દન!
જે એકલાં, અન્યતણી સમક્ષ વા
૪૧–૪૨ વિરાટ! તે સર્વની દીજિયે ક્ષમા.

પિતા પ્રભો! લોકતણા ચરાચર
છો આપ ને પૂજ્ય વરિષ્ઠ છો ગુરુ;
ત્રિલોકમાં આપતણું સમોવડું
નથી જ કો: તો ચડિયાતું ક્યાંથી જ
૪૩ હોઈ શકે, હે અતુલપ્રભાવ?

નીચે નમી, મૂકી શરીર દંડવત
આ મારું, હું આપ પ્રશસ્ય ઈશને
પ્રસન્ન થાવા વિનવું છું: જે વિધે

પિતા સહે છે અપરાધ પુત્રનો,
કે મિત્રકેરો અપરાધ મિત્ર,
સહે પ્રિયાનો અપરાધ વા પ્રિય,
તેવી રીતે સૌ અપરાધ મારા
છો યોગ્ય લેવા સહી, દેવદેવ! ૪૪

જે કોઈએ જોયું ન હોય તેવું
આ જોઈ પામ્યો છું હું હર્ષ; ને છતાં
મારું ભયેથી ગભરાયું છે મન.
તો દાખવો પેલું સ્વરૂપ પૂર્વનું;
પ્રસન્ન હો દેવ! જગન્નિવાસ! ૪૫

જેણે ધાર્યાં છે ગદા ને કિરીટ,
ને ધાર્યું છે હસ્તમાં ચક્ર જેણે,
એવું પ્હેલાંનું જ દેવ! સ્વરૂપ
હું જોવાને આપનું ઈચ્છું છું, તો
હે વિશ્વમૂર્તે! ધરી રૂપ એ ફરી,
સહસ્રબાહો! બનિયે ચતુર્ભુજ! ૪૬

**શ્રી ભગવાન બોલ્યા :**

પ્રસન્ન તારા પર થૈ તને મેં
એ દાખવ્યું માહરી યોગશક્તિથી
તેજેભર્યું ઉત્તમ વિશ્વરૂપ;
છે આદ્ય જે ને નથી અન્ત જેને,
અને વળી જે નથી તાહરા વિના
કૌન્તેય! પૂર્વે કદી જોયું કોઈએ. ૪૭

વેદોથકી, અધ્યયનેથી, દાનથી,
ક્રિયાથી વા ઉગ્ર તપોથી, યજ્ઞથી,
તારા વિના અન્ય ન કોઈથી યે
આ રૂપવાળો હું મનુષ્યલોકે
શકાઉં છું જોઈ, કુરુપ્રવીર! ૪૮

આ ઘોર આવું મુજ રૂપ જોઈ,
મૂંઝા ન કે ના ભય પામ, પાર્થ!
પ્રસન્ન ચિત્તે, ભયમુક્ત થૈ ફરી
૪૯ પેલું જ મારું તું નિહાળ રૂપ આ!

**સંજય બોલ્યો:**

આવું બોલી પાર્થને વાસુદેવે
દેખાડ્યૂં પોતાનું એ રૂપ પાછું;
ને તેમણે સૌમ્ય ધરી ફરીથી
શરીર, આશ્વાસન આપ્યું પાર્થને,
૫૦ થઈ ગયો ભીત ભયેથી જે હતો.

**અર્જુન બોલ્યો:**

જોઈ આ માનુષી રૂપ સૌમ્ય આપનું, કેશવ!
૫૧ આવ્યો છું ભાનમાં હું ને થયો છું સ્વસ્થ હું હવે.

**શ્રી ભગવાન બોલ્યા:**

જોયું જે રૂપ તેં મારું સોહ્યલે તે ન સાંપડે;
૫૨ દેવોયે રૂપ આ જોવા આકાંક્ષા નિત્ય રાખતા.

જે રૂપે તેં મને જોયો, તે રૂપે શક્ય હું નથી
૫૩ જોવાવો તપ કે વેદ, દાન કે પાર્થ! યજ્ઞથી.

કિન્તુ ભક્તિ અનન્યેથી શક્ય છે મુજ રૂપ એ
૫૪ જોવું, જાણવું ને પાર્થ! પ્રવેશવું ય તત્ત્વથી.

કરે છે કર્મ જે મારાં, મારામાં જે પરાયણ,
મારો જે ભક્ત, આસક્તિ નથી જેને રહી કશી,
ભૂતમાત્રભણી જેની વૈરવૃત્તિ શમી ગઈ,
૫૫ એવો મનુષ્ય પામે છે મને, હે ભરતર્ષભ!

**વિશ્વરૂપ દર્શન નામનો અગિયારમો અધ્યાય પૂરો.**



**નજમ ☐ રમેશ પારેખ**

મારાં ચશ્માંની નદી વચ્ચે તરે છે હોડી
જેમાં બેસીને હું ઘટનાઓ તરફ જાઉં છું
એક નીંદરનું કચ્ચરઘાણ હલેસું લઈને –
હું મને આવતાં સપનાઓ તરફ જાઉં છું

મારા ચશ્માંની નદી વચ્ચે પ્રતિબિંબાતા
એક આકાશના ટુકડાને સમજવા માટે
સૂની – ડિબાંગ નજરનાં અનંત પાણીમાં
ડૂબી જવાની ભીતિમાંથી છટકવા માટે
મને લઈ જાય તે રસ્તાઓ તરફ જાઉં છું

પડે સવાર, પડે સાંજ ને બપોર પડે
રાત પડવાની જગા ક્યાંય નથી દેખાતી
મારાં ચશ્માંની નદીને ક્યાં વિસામો મળશે ?
હથેળી જેટલી છાયા ય નથી દેખાતી
હું મને લઈ કયા દરિયાઓ તરફ જાઉં છું

આંખને કાંઠે ઊભેલી મારાં ચશ્માંની નદી
આમ તો કાચનું ખાબોચિયું જ લાગે છે
સાફ હું જોઉં છું એને મારાં ચશ્માંમાંથી
અરેરે, કાચનું ખાબોચિયું જ લાગે છે
અરીસો લઈ હું અરીસાઓ તરફ જાઉં છું

ક્યાંથી વરસાદ વરસતો રહે છે ચશ્માંનો
ક્યાંથી ચશ્માંની આ હીચકારી નદી આવે છે
કેમ હું નામ દઉં છું નદીને ચશ્માંનું
ક્યાંથી એ આટલી કરપીણતાઓ લાવે છે
ચશ્માંમાંથી હું તો ચશ્માંઓ તરફ જાઉં છું

મારાં ચશ્માની નદી ધોધ જેમ પછડાતી
ધબાક દઈને નર્યા કાળમીંઢ દરયો પર
વમળ પડે છે, ખબર ના પડે, તીરાડ પડે
તીરાડદાર નદી વચ્ચે હોડી ચકરાતી
તૂટી જવા હું કડાકાઓ તરફ જાઉ છું

નદીની વચ્ચે તરે છે સૂરજના પરપોટા
સૂરજ સુકાય પરંતુ નદી સુકાતી નથી
તણાઈ જાય છે આખ્ખું ય ગામ આંસુનું
પરંતુ આંખ જરીકે ભીની જણાતી નથી
હું મૂશળધાર સમસ્યાઓ તરફ જાઉં છું.

**જળલગ □ ભાનુપ્રસાદ પંડ્યા**

એક માછલીને
પંખીના પડછાયાનો પીછો કરતાં
તળાવની સીમા પહેલી વાર નડી
નીરમાં ડાળખીનું પ્રતિબિંબ પકડી
એના પર તરી ... પણ ...
હાથ નાવ્યો વૃક્ષ પર ઝૂલ્યાનો હિલ્લોળ
થઈ ટાઢીબોળ – ભોંઠી પડી!
એમ તો બાજુમાં જ
પગ ખોડીને ઊભું છે
પેલું ઊર્ધ્વબાહુ કમળ,
પણ સૌરભ ક્યાં આવે છે
સોંસરવાં વીંધીને જળ ?
શેવાળના દલેદલ,
સામા મળ્યા કરે
એ જ ચહેરા – તરલ ચપલ !
વાટ જુએ ક્યાંક કોક માછીનો ગલ ?
ઠીક... ચલ ...
ચૂઈભર પીધાં કરીએ ઊપલું અતલ ...
જબ લગ ન ખૂલે આ
બિલોરી કારાગારની સાંકળ ...



**જલાશય □ પ્રિયકાન્ત મણિયાર**

'જલાશય આવે એટલે વળાવવા આવનારે
પાછું વળી જવું '
તમે પગ ઉપાડ્યો
અને આંખો તો મારી છલકી ઊઠી
જલાશય આવી ગયું
હું હવે પાછો વળું.

**□ રાજેન્દ્રસિંહ રાયજાદા**

મૃત્યુ કાળું લાગે છે
કારણકે
આપણે તેની આંખની કીકીમાં
જીવીએ છીએ.
ખરેખર તો
મૃત્યુને આપણે ક્યારેય
પૂરેપૂરા સ્વરૂપે જોયું નથી.
મૃત્યુ એક કાળી છોકરી છે
જે સમયની આસમાની ઓઢણી ઓઢી
ફર્યા કરે છે.
તમે તેને જોઈ શકો છો
પણ–
તે માટે તમારે ખરી પડવું જોઈએ.
આંખમાંથી સરી પડવું જોઈએ.
હું ય ખરી પડ્યો હતો
એ કાળી છોકરીની આંખમાંથી.
ત્યારે જ જોઈ શક્યો હતો
કે–
તે કાળી હોવા છતાં ઘણી સુંદર છે.
કાળી વસ્તુ ક્યારેય કદરૂપી હોતી નથી.
પણ
તે માટે તેમાંથી ખરી પડવું જોઈએ.
જો તમે આંખમાંથી ખરી શકો
તો
તમે પણ ...

## મને શુભમાં શ્રદ્ધા છે.... ☐ સુરેશ દલાલ

હે પ્રિયજનો!
રસ્તા પર પડેલાં તમારા પગલાંને
ફરી પાછા પૂરી દો :
મારે મારા રસ્તાને સમેટી લેવો છે!

આ રસ્તો
તમારે માટે તો પાથર્યો હતો.
એમાં ન જાણે શાથી
મૃગજળનાં સરોવર રચાઈ ગયાં.
વૃક્ષોએ આપમેળે ચાલવા માંડયું.
પંખીઓએ પાંદડે પાંદડે દીવાલ ચણી.

આ રસ્તા પર એક મહેલ હતો.
મહેલમાં સંબંધના અરીસાઓ હતા.
બગીચામાં હોજ હતો અને મેઘધનુષ્યના ફુવારાઓ હતા
જૂઈની વેલના માંડવામાં પારિજાતનો હીંચકો હતો.
હવે તો મહેલને ઝરૂખે ઝરૂખે
કોઈ પાગલ સ્ત્રીની જેમ હવા ભટકયા કરે છે.

આ રસ્તા પર
મારું સારું યે શૈશવ કચડાઈને પડયું છે.
માની ઉદાસીનતા અને બાપનો ક્રોધ
આ ગરમ પાણીના કુંડ ...
ગુલાબી ચામડી બળીબળીને કાળી થઈ ગઈ છે

શાળાના બ્લેકબોર્ડ પર તો
સફેદ અક્ષરો
જાણે કે હાથીદાંતમાંથી વ્હેર્યા હોય એમ
ઉપસી આવતા હતા.

ઘંટ વાગતો
અને પ્રાર્થના થતી.
બધી જ પ્રાર્થનાઓ જાણે કે તૂટેલી સ્લેટમાં જ
સમાઈ ગઈ છે.
પછી ઇતિહાસ અને ભૂગોળ,
ગણિત અને વિજ્ઞાન,
ભાષા અને વ્યાકરણ
આ બધું જાણે કે
સરના અવાજની ગુફામાં જ સંતાઈ ગયું છે.
જે શાળામાં ભણ્યો હતો
ત્યાં વેકેશનમાં જવાનું મન થાય છે.
ત્યાંના ખાલી બાંકડાઓને જોવાનું મન થાય છે.
જોઉં તો ખરો
કે ત્યાંની દીવાલોને
કોઈએ કોલસાથી ખરડી તો નથી ને!

હવે તો
દીવાલોનો ઉપયોગ
બ્લેકબોર્ડ તરીકે કરવામાં આવે
ઈર્ષાની પીળી જ્વાળાઓ
અંતે તો
કાળામાં કાળી થઈને ઓગળી જાય છે.

નાનો હતો
ત્યારે રજાઓમાં
મામાને બંગલે પહોંચી જતો.
મારે મોસાળ ગણપતિની પૂજા હતી
હું દુર્વા થઈને પહોંચી જતો ગણપતિ પાસે.
હજી યે મારી એ દિવસોની પ્રાર્થના
લીલી દુર્વા થઈને ઊગે છે

"निर्विघ्नं कुरु मे देव"
અને મને
શુભમાં રાખ્યા છે!

આ રસ્તાના ઊંડાં કૂવામાં
ડૂબી ગયો છે મારી લખોટીઓનો અવાજ
મારા ભમરડાનું સંગીત
કાચ પાયેલાં માંજામાં ગૂંચ વળી ગઈ છે
અને કપાઈ ગયેલા પતંગોની સ્મૃતિ
કોઈ સૂકા વૃક્ષમાં સલવાઈ ગઈ છે.

જે ટેલિફોન પર
પ્રેમની વાતો કરી હતી
એ ટેલિફોનના વાયરોને ગળા પર વીંટાળી
મારે ગૂંગળાઈ મરવું નથી.
મારે તો કાળી દીવાલો પર
હાથીદાંતની જેમ વ્હેરાઈ જઈને પણ
શ્વેત પારિજાત જેવા અક્ષરો ઉપસાવવા છે.

અને એટલે જ કહું છું કે
હે સ્વજનો!
રસ્તા પર પડેલાં તમારાં પગલાંને
ફરી પાછા તમારા પગમાં પૂરી દો;
મારે મારા રસ્તાને મારી ભીતર સમેટી લેવો છે!

હવે મને રસ્તામાં રસ નથી
કે નથી રસ રસ્તા પરની ઇમારતોમાં.
આકાશને અડતી ઇમારતો
ક્યારેય આકાશ નહીં થઈ શકે
અને પૃથ્વી પરની ઇમારતો
ક્યારેય વૃક્ષની જેમ નહીં જીવી શકે

ગમે એવી ભવ્ય ઇમારતો
અંતે તો દીવાલ જ છે.
અને દીવાલોનો ઉપયોગ
બ્લેકબોર્ડ તરીકે કરવામાં આવે છે.
આવા બ્લેકબોર્ડની પાસે એક ખુરશી હોય છે
ખુરશીની પાસે એક ટેબલ હોય છે
ટેબલ પર ફોન હોય છે
ને ફોનની આસપાસ ગૂંચવાયેલા વાયર હોય છે
મારી ભીતર
દુર્વાનું વંન
સદાય લીલુંછંમ.
કુરુક્ષેત્રની ભૂમિ પર
કદંબનાં વૃક્ષોને
હું વાંસળીના સૂરની જેમ વહેતા કરીશ
ત્યારે મને જંપ વળશે.

પણ હવે મને કોઈ અજંપો નથી.
મારે મન કોઈ આવળબાવળ નથી
કે કોઈ ગુલાબ કે ચંપો નથી.
ગુલાબ કે ચંપો પણ આવળબાવળ થતા હોય
ને અબીલ ને ગુલાલ પણ કાળુંમસ કાજળ થતા હોય -
તો પછી
કોઈને પણ
જુદે જુદે નામે ઓળખવાનો અર્થ ખરો?

પરિચયની કોઈ પણ કેડી
કે ઓળખાણના કોઈ પણ રસ્તાઓ
કોઈને ક્યાંય પણ પહોંચાડતાં નથી.
એ તો આપણને લઈ જાય છે,
— આપણાથી દૂર!

હે સહૃદયો!
મને માફ કરજો!
પણ મારે તમારાથી દૂર જવું છે—
એટલાં દૂર
કે છેવટે હું... મારી નિકટ તો પહોંચી શકું!

હું તમારો ઋણી છું!
આ બધા ચીલા –
આ નિકટ-દૂરની લીલા
આ ફૂલ અને આ ખીલા —
આ બધાનો અર્થ
હું એકલો તો ક્યારેય ન પામી શક્યો હોત!

મારે મારી નિકટ પહોંચવું છે!
એટલા નિકટ
કે ક્યાંય તમારો પડછાયો પણ ન પડે.
પણ કદાચ જો તમારો પડછાયો પડશે
તો એટલી ખાતરી રાખજો
કે હું તમારા પડછાયાને
ક્યારેય બ્લેકબૉર્ડ નહીં બનાવી દઉં
એને ચાંદનીથી ધોઈ ધોઈ
પારિજાત જેવો બનાવીશ
કારણકે
મને શુભમાં શ્રદ્ધા છે!

['જન્મભૂમિ']

## એક રાત ☐ પુરુષોત્તમ મિસ્ત્રી

રાત્રિની આ સ્તબ્ધતા
—ચારે તરફ
પિરામિડોના મૌનની દીવાલ-
—માં લગીરે તડ પડી જો જાય!
ના કિરણ ત્યાં ક્યાંય
કે ના ઝાંય

હાસ્ય ડૂસકું ચીસ તો શું
ગુફતગુ લૈ આવતો
સમીર આજે શાન્ત
કોઈ ના જાગે ન બોલે
તંદુરસ્ત સૌ
તારલા યે
અસ્તવ્યસ્ત

એક હું –
ભીતર પડ્યા ગરુડ (શા
મુજ શ્વાસ ?) ની
સંગાથમાં ...



રામપ્રસાદ બક્ષી



સુંદરજી બેટાઈ

રેતપંખી

સુક્કાં તીક્ષ્ણ સળગતાં રેતરેતનાં સ્વપ્નો
નીચે
રેતરેતનાં રડતાં નગારાં
ઉપર
રેતરેત ને રેતરેતનું રણ
રેતીની આંધી
પસરે
ઊડતું
રેતીનું એ ખરતું પંખી
એ
રેતપંખીની રેતીની બે-દિવસરાતની-ખરતી પાંખો,
એ
રેતપંખીની રેતીની બે-સૂરજ ચંદ્રની-ખરતી આંખો,
એ
રેતપંખીનાં ખરખર ખરતાં પીંછાંમાંથી ખરખર ખરતી
રેતરેતની પાંખ
નીચે
સુક્કાં તીક્ષ્ણ સળગતાં રેતરેતનાં સ્વપ્નો
નીચે
રેતરેતનાં રડતાં નગારાં.

— નલિન રાવળ.

## હૅમ્લેટની સ્વગતોક્તિ □ શેક્સ્પિયર □ ઉમાશંકર જોશી

હોવું કે ન હોવું એ સવાલ છે.
મનની ઉદાત્તતા શામાં હશે — અત્યાચારી
કિસ્મતની ગોફણોના ઘા અને બાણ સહી લેવામાં,
અથવા તો યુદ્ધે ચઢવામાં કષ્ટપારાવાર સામે,
સામનો કરીને અંત એનો લાવવામાં? મરી જવું, નીંદ લેવી;
બસ એ જ. ને નિદ્રા દ્વારા હૈયાની ખટકનો, માંસના આ
દેહને વારસે મળેલા હજારો કુદરતી આઘાતોનો
અંત લાવ્યા એમ કહેવું, આવી પરિણતિ તે તો
ભક્તિભાવે વાંછવા જેવી છે ચીજ. મરી જવું, નીંદ લેવી;
નીંદ લેવી! સંભવ છે સ્વપ્નો જોવાં. હું, ત્યાં જ છે નડતર;
કારણ કે મૃત્યુની એ નિદ્રામાં શાં શાં સ્વપ્ન આવે -
ઝંઝટ ખંખેરી દઈએ આપણે મર્ત્ય જીવનની જ્યારે —
એનો ખ્યાલ જરીક થંભાવી દે આપણને, ને
એ ગણતરી આફતને અર્પે છે લાંબો આવરદા;
અહીં તો અહીં કોણ સહે સંસારના કોરડા ને તિરસ્કારો,
જાલિમોના જુલ્મ, ગર્વિષ્ઠોના તુચ્છકારો,
અનાદૃત પ્રણયની પીડાઓ, અદાલતના વિલંબ,
તુમાખી અધિકારીઓની, અને જે ધૂત્કારો
ખામોશ સદ્ગુણી જન પામે અપાત્રને હાથે, —
જ્યારે ખાતમો કરી શકતો હોય એ પોતાનો સ્વયં
કેવળ ખંજર વડે? બોજા ઉપાડે કોણ, રેબઝેબ
પરસેવે કણસતો લદાઈ થાકીપાકી જિન્દગીથી,
સિવાય કે મૃત્યુ પછીના કશાકનો ભય —
તે અણપ્રીછ્યા દેશનો જેના સીમાડેથી
ના'વે કોઈ પથિક પાછો - મૂંઝવી દેતો મતિને,
ને જઈ ઝંપલાવવું અજાણ્યાં દુ:ખોમાં એ કરતાં
હોય તે દુ:ખોને સહી લેવા પ્રેરે આપણને?
આમ જ, ચિંતન કરી મૂકે છે કાયર આપણને સૌને
અને આ રીતે નિશ્ચયનો નૈસર્ગિક જે રંગ તે
બની બેસે માંદલો શો, ચિંતાનું ફીકું પટ ચઢવાથી.
અને ખૂબ ઊંચા મહત્ત્વનાં સાહસોનાં વ્હેણ
આથીસ્તો આડે રસ્તે વંકાઈ જતાં, તેઓનું
કાર્ય એનું નામ પણ લુપ્ત થતું.

## કેમ આજે □ સુન્દરમ્

કેમ આજે કહોને પેલો ચાંદલિયો ચકચૂર
કિયા રે સમદર ઓણે દીઠ જી,
કિયાં રે પદમ આજે પ્રગટ્યાં પાતાળ વિષે,
ઓણે દીઠી કઈ પદમણીની પીઠ જી.

સૂના રે વ્રેમાંડ થકી ઊતર્યો કો તારલો ને
કિયા આંગણે પૂર્યા તે મોતીચોક જી,
સાથિયા સોનેરી વિષે રૂપેરી રેખા તે કોની
કઈ ગાનારીઓ ગાતી થોકેથોક જી.

ઝળહળ દીવડા ઝબૂક્યા અને ઝળુંબ્યા ગરવાના ગુરુરાજ જી,
રતનપિયાલે ઘોળી વખડાં પિવાડ્યાં અને
આપ્યા અમરતાના ઓડકાર જી.
આંખમાં અટૂલી એક પ્રીત પડી ભૂલી
એ તો માગી રહી એનો જાણકાર જી,
હજી દૂર દૂર શ્યામ વૃંદાવનકુંજવાસી
આ તો એની બંસીનો અણસાર જી.

## ખોળું છું □ પ્રકાશ દવે

વેરાયેલા આકાશમાં હું મને ખોળું છું.
રણદ્વીપમાં ખોવાયેલું ઝાકળબિંદુ,
કેમેય જડતું નથી,
લાગે છે આકાશમાં સુકાઈ ગયું હશે?
સાગરનાં પંખીને આકાશનો જળરાશિ બતાવું છું,
ઓસબિંદુનાં દૃષ્ટિકોણથી.

આકાશને આંબતાં યમના પંજાને કહું છું,
મૃત્યુનો છેડો ત્યાં નહીં, ધરતીને છેડે છે

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'ના ૩૩ મા અંકનાં બધાં કાવ્યોમાં રઘુવીર ચૌધરીનું 'પછી વાત' મને સૌથી વધારે ગમ્યું છે.

આ કાવ્યમાં વિકેન્દ્રિત થયેલા આધુનિક માનવના Stunted growthની વાત છે. ક્ષણ સાથેના સંબંધમાં એને જીવવું છે ખરું પણ ભૂતકાળને એ ખંખેરી શકતો નથી. એ એટલો સભાન અને સંવેદનશીલ છે કે સમગ્ર માનવજાતનો Primitive ભૂતકાળ પણ એને પોતાનો લાગે છે. એ કહે છે:

> અત્યારે પાછલી બાજુ માથું પટકતો પવન
> ક્યારેક આરણ્યક સર્પોથી પીવાતો હતો.

પણ વર્તમાનને પામવો એ એને માટે એથીયે વધુ મુશ્કેલ છે. અત્યારે અસંખ્ય માનવો કઈ રીતે જીવી રહ્યા હશે – ઉત્સાહપૂર્વક જીવવાનું કાર્ય કરી રહ્યા હશે – એ એને સમજાતું નથી. જો આ સમજાય તો કંઈક નિશ્ચિતતા અનુભવી શકાય. પોતે તો ઘણા પદાર્થોના સંપર્કમાં આવ્યો છે, ઘણી ઘટનાઓની ધરીમાં ઘૂમવાનું પ્રાપ્ત થયું છે, અંદર બધું સંચિત થયું છે: સામસામે ટકરાતી વાહનની બત્તીઓ, મકાનોનો કોલાહલ, પાણીમાં પીવાતી મોગરાની સુગંધ, રૂપેરી હોકામાં ગળાઈને વધેલું નિકોટીન, પડોશીની વેલીઓનો કંપ... પણ અંદર જ એ બધું અટકી પડ્યું છે, એથી એનો Growth થતો નથી.

ભાવિ વિશે પણ એ સંદિગ્ધતા અનુભવે છે. પોતે તો કોઈ ઉપરભૂમિમાંય ઊગી શકે એવી શકયતા ધરાવે છે અને છતાંય આ જીવન સામાન્ય સ્વસ્થ માનવીની જેમ જીવવું એને અશક્ય લાગે છે. એટલે શકયતા અને અશકયતા વચ્ચે એ અટવાય છે.

આમ ભૂતકાળનો ભાર વહન કરતા. વર્તમાનમાંથી કંઈ જ પામ્યા વિના વંધ્ય જીવન પસાર કરતા અને ભાવિમાં વિકસવા વિશે સંદિગ્ધતા સેવતા આધુનિક માનવીની તીવ્ર વ્યથા કવિ દબાતા સૂરે – Low Keyથી – કલામય રીતે રજૂ કરે છે. કવિને અભિનંદન !

ઘનશ્યામ દેસાઈ

બચુભાઈ રાવતને : ત્રીજી પેઢીનો પ્રતિભાવ ☐ રઘુવીર ચૌધરી

તમે તો જાતને ટેકે ટેકે આટલે આવ્યા, પણ અમે કંઈ પંચોતેરમે પહોંચવાના નથી. એટલું ખરું કે બીજા પંચોતેરસોનો ભાર – એક અવાચક ઓથાર – અમારી ખોપરીઓ ભેદીને છેક પગની પાનીઓ સુધી ઝમી આવ્યો છે.

અલબત્ત, એનો અર્થ એવો ન જ થાય કે અમારા મગજના કોષોનો રંગ તમારાથી જુદો હશે. અને હૃદય તો માનવમાત્રનાં મૂઠી જેવડાં હોય છે. એ ન્યાયે આપણે એક જમાનો સાથે ગુજાર્યો, બન્યો એટલો આપણા સંવેદનમાં ઢાળ્યો. ફેર ગણો તો એટલો જ કે અમે એના અમુક અંશોને છોડવા–ક્યારેક તરછોડવા ગયા; જ્યારે તમે સાચવવા વધુ સજાગ થયા. જે કંઈ છોડાયું-સચવાયું એ બધું; આમ તો તમારું, અમારું ને ઉંબરે ઊભેલાઓનું સહુનું સહિયારું છે. પણ અમને કોઈ પૂછશે તો હાથ કે હોઠથી કહીશું કે એનો જશ તમને જશે.

આ કંઈ બધું આપી કે છોડી દેવાની વાત નથી. અમે તો જશ-અપજશમાં માનીએ તો ય મન મનાવી શકવાના નથી. મળીએ તો દરવખત માથું નમાવી શકવાના નથી. આવતી કાલે કદાચ આટલુંય હસી શકવાના નથી. 'બુધવાર'માં તો માત્ર બીડી પીવાની મનાઈ હતી, જ્યારે અમારે તો બક્ષીના પેલા કલકત્તી ગાંડિયાની જેમ નાના-મોટા બૉમ્બના ધુમાડા ફેફસાંમાં ઉતારવાના છે.

તમે તો વિલાયત જઈને ય કશો રોગ, કશો રંગ ન લાવ્યા, પોતાને સંગ પાછા આવ્યા. એટલે કે અહીં બેઠાં જે બધું જાણતા હતા એ જોઈ આવ્યા. એની ના નહીં કે તમે ઘણું બધું જાણો છો, અને જાણો છો એમાં માનો છો. ધૂણી કે ધુમ્મસ વચ્ચે ય સવારને સાંજ કહેતા નથી અને દિવસે રાતની જેમ ઊંઘતા નથી. હજીય ટોપીને ઊંચે લટકાવવાને બદલે ખુરશીની ગાદી નીચે દબાવી રાખો છો. સાંભળ્યું છે કે હવે સભા-સમિતિઓમાં બહુ જતા નથી, છતાં એકસરખા અવાજે ફોન પર હસીને વાત કરી શકો છો. ખોટું લગાડીનેય પાછા વેળાસર ખુશ થઈ શકો છો અને ખટમીઠી વાતો વચ્ચેના અલ્પવિરામોમાં—ખડખડાટ હાસ્યના મોજે સવાર થઈ ડુંગર ઓળંગતા સામંતી અસવારની જેમ—તમારી જીર્ણ ખુરશીના હાથાની કેશવાળી પકડી એ સુઘડ સાંકડી કેબિન કૂદી જાઓ છો. પછી સામેના પ્રગલ્ભ મૌનની ખાઈના ઊંડાણ ભણી પીઠ કરીને પ્રતિમાની જેમ મૂંગા રહી શકો છો. ખુરશીમાં પૂર્વવત્ સ્થિર થઈ શકો છો. સાચું પૂછો તો તમારી એ કેળવેલી સ્વસ્થતા જ અમને કનડે છે, 'કુમાર'ના કોઈ પણ પાને જે અનાયાસે જડે છે. જ્યાં જુઓ ત્યાં સુમુદ્રિત વિશદતા, જોકે ગુજરાતે હજી

પૂરેપૂરી વાંચી નથી તમારી મુદ્રાણકલાની ગીતા.

ભલા માણસ, પેલા અસવારની જેમ બે દા'ડા નો બેજવાબદાર બનવું હતું! એવા એકાદ દાખલાનીય મુદ્રા ઉપસાવા દીધી હોત તો કોઈ સુર્‌રિયલ કવિ ઉપરાણું બનીને તમારા નામનું બહુવચન ન કરત કે આમારા સ્થાનિક બંધુજનો તમને વેરભાવે ન ભજત. મોટી સાંજે નિષ્ક્રિત સમયે તમને ઘેર લઈ જતી લાલ બસમાં, સામેની સીટે બેસીને બાનાગમાંના કોઈ ચિનુ, મનુ કે માણિકલાલ બે ઘડી વાત કરી, વરાળ કાઢત.

મને લાગ છે કે મેં જરા વધુ પડતું ધારી લીધું. અને એય પાછું જે વીત્યું છે એને વિશે. એમ કરવાની જરૂર નહોતી; કેમકે વચગાળામાં શબ્દોની વરાળ થઈ ગઈ છે એ તમે સ્વીકારવાના નથી. સહુ જાણે છે કે અળખામણા થવાની બીકે કાળ ભગવાન કશું તારવાના નથી.

તમે કહેશો કે આ તો આમારી જ ભાષા! હાજી, કાનની બૂટ પણ બતાવશો કે ભાષા તો એની એ જ—કોશિયાની કે કરોડપતિની. ટૂંકમાં, સાંભળે છે એ બોલે છે, હવા ને પાણી આપણને ગુણોથી તોલે છે, પણ આજકાલ શબ્દો વચ્ચેનું અંતર જરા વધી ગયું છે; એટલું જ નહીં, પાણીની હવા ને હવાનું પાણી થઈ ગયું છે. એમનાં રૂપભેદ ને નામરૂપમાં એક અજાણ્યું પરિમાણ ઉમેરાઈ રહ્યું છે. તમને જ નહીં, અમનેય પરિચિત સંદર્ભો નેપથ્યમાં છેક છેવાડે ખસી રહ્યા છે.

નેપથ્યમાં રહેનારા તમે આટલુંય ન જાણો એ તો બને જ કેમ? પણ અમે એટલા કાચા (ને તે કાણ પૂરના તો સાચા) કે તમને ખુમારીથી કહેલું: (તમે તો કદાચ ભૂલી ગયા હશો પણ યાદ આવ્યું છે તો કહી જ દઉં) 'બચુભાઈ, કેટલુંક છ મહિને સમજાય છે.' પછી તો અમને તુરત સમજાયું કે સમજવાનું હોતું નથી, પામવાનું હોય છે, અસ્તિત્વના ઊંડાણમાં.

આજે અમે એટલું જ કહેવા આવેલા કે પાંચપાંચ દાયકા પૂર્વેનાં, સાદી ખાદીનાં સુરવાલ-શેરવાની પહેરી રાખીનેય તમે તમારા જોગ પામી લીધું છે. નદીના બંને કાંઠા સમાન્તર રાખીનેય એક પા જળને વહેવા દીધું છે. મુબારક મુરબ્બી, તસલીમ! આ જમાનામાં કોણ જાળવી શક્યું છે જૂનાં નીમ?

સિતાંશું, અનિલ કે ટોપીની કવિતા ટપાલમાં ન આવી તો એથી તમારે કે કવિતાએ શોષવું પડ્યું નથી. ગયા સૈકામાં કહેવત નહોતી?—કવિતા તો વાંચે એની. એ કંઈ અમારા—તમારા કે ઉ. જો—સુ. જો. ના કહ્યામાં રહેવાની નથી.

આપણે રહ્યા માત્ર પંચેન્દ્રિય પ્રવાસીઓ, પૃથ્વીનેય ક્યાં હજી પૂરી પામ્યા

છીએ? જ્યારે, કવિતા તો કહો કે અવ્યકત આકાશોનું સ્પંદન: શૂન્યના ગર્ભમાં સંભાવ્ય અશબ્દ-અરૂપ વિશ્વોનું અનંત ક્રંદન. એ તો ઈશ્વરનું એકાન્ત અને તીર્થંકરોનું અનેકાન્ત. માફ કરજો બચુભાઈ, આ બધું તો મેં મને જ કહ્યું. કહેવાયું છે, કહેવાતું રહેશે.

આ મૌન મિલનમાં આવતી વેળા કદાચ મનમાં એમ પણ હોય કે આશિષ મળે, પિતૃભાવ અમારી આંખોમાં ભલે ન દેખાય, લોહીમાં તો વરતાશે. પણ એકલી આશિષથી ક્યાં સુધી સાજા રહેવું? બહારથી તાજા રહેવું? ભલે ને ભીતરમાં ઊમટી આવે વિસંવાદી વિચારો, ને ઘૂમરાયા કરે સંકુલ લાગણીઓ; બધી બીમારીઓ જીવ્યા વિના નથી કોઈ આરો, તેથી તો આવતી કાલને ઉજાળવા નથી કરવી કશી માગણીઓ.

સારું થયું કે આપણી વચ્ચે કશો આપલે થઈ નહીં, સમયની દૂરતા સમ ખાવા જોગીય ગઈ નહીં. માઠું ન લગાડો તો કહું: તમે તો ક્યારેય પંચોતેરથી નાના હતા જ નહીં, પણ એટલું ખરું કે તમારા સુધી પહોંચેલી કવિતા સામે મોટે ભાગે તમે ગેરહાજર હતાય નહીં.

મિત્રો, બચુભાઈની વાત પૂરી થઈ. હવે મારા કહેવામાં કશી ભૂલ હોય તો કહો, કે પછી બીડું ઉઠાવવા તૈયાર રહો. જે કોઈ બંદો બુધવારની રાતે મશાલ લઈ નીકળી પડે ભાવકના વેશમાં, આપણા આ વિશાળ દેશમાં, ને એના કોઈ ખૂણેખાંચરેથી પકડી લાવે આવા બીજા પંચોતેરિયા સરળ સહૃદય; તો પિનુભાઈ ને કનુભાઈની સાક્ષીએ લાભશંકર, ચંદ્રકાન્ત ને હું—અમને મળેલા ચંદ્રક એ બંદાને બક્ષીએ.

## આકાશ જેવો □ ઈંદિરા સંત

[મરાઠી કાવ્ય]

તેની પ્રીતિની તે ગીચોગીચ મેઘમાળા
તે બેફામ ઝંઝાવાત
તે અપર્ણાની તપસાધના અને તે
ભાવફૂલોનો પુંજ...

દશે દિશાના હાથોથી આ બધું
તેણે તારા પર ઓવાર્યું અને તે શૂન્યા
અંજલિમાં મુખ લપાવીને ઊભી રહેલી
ઉત્કટ
એક ધગધગતા પ્રશ્નચિહ્ન જેવી!

તેણે જ્યારે ઉપર જોયું ત્યારે તે બધુંય
તેના પર જ વરસતું હતું:
તે ઘનઘોર વરસાદ તળે તે બુઝાતી હતી,
ઘૂંટતી હતી અને કહેતી હતી,
"આવો કેવો તું આકાશ જેવો!"

## મહાબલિપુરમ્‌નો સાગરતટ ☐ એક સિસ્કેપ ☐ રમેશ જાની

કુટિરના દરવાજા સરકીને
પારદર્શક દીવાલ બની ગયા
અને
સાગરના પલેપલના ઘૂઘવાટ
દબાઈને
ઊછળતાં મોજાંની
નિઃશબ્દ ગતિ બની રહ્યા.

હવાની લકીરોનાં તાર
ડોલી રહ્યાં છે.
દૂર દૂર
હવામાં તર્યા કરતું કશુંક કશુંક
ઓચિંતું સપાટી પર
ડૂબકી મારીને
શ્વેત લિસોટો બની
આકાશની નીલિમામાં સંતાઈ ગયું.

મોજાંઓમાં એક તરફડાટ થયો
અને
શમી ગયો.
સાગરનાં તટમંદિરે
ઊંચી ડોક કરીને
આંખો પટપટાવી.
પથ્થરોએ એકબીજાના હાથ દબાવી
હોઠ ફફડાવ્યા.
રેતીના ફેલાયેલા દેહે
સૂરજના પ્રસરતા પ્રકંપિતકર
ક્ષણ વાર અટકી ગયા.

ત્યાં—
તરુઓનાં વન વટાવીને
વેગથી દોડી જતા પેલા પંચરથોના
અદૃશ્ય અશ્વોની ખરીઓ
અંદર રહી જઈને
ધૂળની ડમરીઓમાં ખોવાઈ ગઈ હશે.
દ્રૌપદીએ પોતાના રથની ઝાલરને ઊંચી કરીને
તપશ્ચર્યા કરવા ગયેલા
અર્જુનના ખાલી રથમાં
ઘડીક મીટ માંડીને
પાંપણ નમાવી દીધી હશે...

અહીં—
સ્વીમિંગપુલનાં નાયલોનિયાં પાણી
કુટિરની આડશે મુખ છુપાવીને
છાનાં છાનાં હલમલી રહ્યાં છે.
એની ભીતર અને બહાર
નગ્ન હાસ્ય અને લાસ્યનાં
ચિતરામણ
થીજી ગયાં છે.
તળિયાની આરસભૂમિનાં લિસ્સાં અંગને
નિયોન લાઈટે તપાવી તપાવીને નાહકનાં
પ્રસ્વેદભીનાં કરી દીધાં છે.
અહીં
કશું જ હોતું નથી,
 થતું નથી:
ઘડીક પહેલાં કુટિરની પેલી મેર દરિયામાં
જે બની ગયું—
તે પણ નહીં!

……પણ,
હવામાં તર્યા કરતું કશુંક
વળી પાછું ઓચિંતું સપાટી પર
ડૂબકી મારે છે.
મોજાંઓમાં ફરી એક તડફડાટ જાગે છે
અને
શમી જાય છે.

પણ,
હવે દેખાતું બધું
રજેરજ સંભળાય છે:

શમી જતો તરફડાટ
અને
ઊડી જતો શ્વેત લિસોટો,
રેતીનો બિડાતો – ઊઘડતો રજતરોમાંચ
અને
સૂરજના કરનો પ્રસરતો-અટકતો પ્રકંપ.

અત્યારે,
આ આખાય સાગરતટનો અવાજ
બરાબ–ર
દેખાય છે.



## મરણની સાંજ □ ભગવતીકુમાર શર્મા

ફેલાઈ છે ગગનમાં તમારાં સ્મરણની સાંજ;
જાણે ખજૂરીઓમાં ઝૂકી આવી રણની સાંજ.

આજે ઉદાસ ઉદાસ છે યાદોની ધૂમ્રસેર;
કેવી અપાર મ્લાન હશે વિસ્મરણની સાંજ?

મૃગજળને દરિયે ભરતી બપોરે ચઢ્યા પછી
સૂનકારમાં શમી જશે કંપત હરણની સાંજ.

ડમરી શમી ગઈ અને પડઘા ડૂબી ગયા;
રસ્તાના ખાલીપામાં ભળી મુજ ચરણની સાંજ.

ધુમ્મસ નથી છતાં ય કાં ઝાંખપ વધી રહી?
સરકે છે બંધ મૂઠીથી મારા મરણની સાંજ.

## આજે □ હસમુખ કે. રાવલ

આજે
વૃક્ષ વગરનાં વૃક્ષ ઊગે જાય છે.
માળા-વિહોણા માળા
ડાળીઓમાં રચાતા જાય છે;
પંખી વગરનાં પંખીથી
માળા કલરવે છે,
વસંત - વિહોણી વસંત
અત્ર-તત્ર-સર્વત્ર
મઘમઘે છે.
ને
હું વગરનો હું
ગાયે જાઉં છું.

## ....અથવા પ્રભુ, તું ન મળે તો સારું ☐ દિનેશ દલાલ

હે પ્રભુ !
જો તું કોઈકવાર
મને ક્યાંક મળી જાય
અને કહે કે
"માગ, માગ, જે માગે તે આપું"
ત્યારે
હે પ્રભુ,
મને મૂઢ બનાવી દેજે
જેથી હું કાંઈ બોલી ના શકું.
ફક્ત તારી સામે નજર માંડી રહું.
કારણ ...
તું તો અંતર્યામિ છે ...
અને જો આપણું મળવાનું
નિશ્ચિત જ હોય
ને મને મૂઢ બનાવી દેવાનો ન હોય
તો
હે પ્રભુ,
તું મને ન મળે તે જ બહેતર છે.
... કારણકે જો મારાથી કાંઈક મંગાઈ જશે
તો
હું કેવો ઉઘાડો...

☐ મુરલી ઠાકુર

મારો પાડોશી નિરાંતે ઊંઘે છે
અને એનો કૂકડો ઘડી ઘડી બોલી
મારી ય ઊંઘ ઉડાડી—એનું
એના માલિકને દાન કરે છે.
મારી સામેના પાડોશીની બત્તી
મારા ઝરૂખામાં રમતા
અંધારાંને અડપલાં કરે છે.
અંધારું મારા પગમાં અટવાય છે
એને શોધી પંપાળવા
હું દીવો કરું છું—
ને એ અલોપ થઈ જાય છે.
હું છોભીલો પડી જાઉં છું.

અને આ બાજુના પડોશી!
એમનો તો રેડિયો—
મારા નાજુકડા ટ્રાન્ઝિસ્ટરનું
ગળું જ દબાવી દે છે
ને મારી આજુબાજુ
સૂનકાર છવાઈ જાય છે.

મારા ઘરની બન્ને બાજુ ચર્ચ છે, અને એ સિવાય પણ હૈયું ઊછળી જાય છે ત્યારે બન્ને હાથ જોડી પ્રાર્થના કરવા તૈયાર થઈ જઉં છું. આ તો પૂરતું નથી. સૂતાં પહેલાં સારંગપુર ચકલાથી માણેકચોક જતા આદિલનું પંખીહાસ્ય ઇમ્પિરિયલ કાફેની મુફલિસ બેફિકર કૉફીઓ સાથે પવનમાં અફળાતું ફરે છે, અને જે તાજગીથી બિસ્તરા બાંધી પહેલવહેલા સાહિત્યકારો જોવા ડુંગરે ગયેલા તે યાદ કરી પેટ દુ:ખી જાય છે. હમણાં એક જાદુગર સરરિયાલિસ્ટ કાઉબોયોનાં ભૂરા અફાટ આકાશની બારીમાંથી કૂદકો મારી 'જય હનુમાન' કહેતો હસી રહેશે. હમણાં આપણે હોડીમાં બેસી શહેર છોડી એલિફન્ટા જઈશું.

સાંજ પડે છે.

ખરેખર તો હયાતિની એક જાળ; તદ્દન ગૂંચવાયેલી, ખંભાતના ડૂબેલા મશહૂર બંદર જેવી, સિતારની ખાનગી ગુફતેગો જેવી, ઈવાન કારામોઝોવની બૌદ્ધિક બાદશાહી જેવી, અમેરિકન માંસલતામાં દંતીય શક્તિ શોધતી મારા સમગ્રમાં ગરમ લોહી જેમ વહ્યા કરે છે. ચર્ચ મારા ઘરની બન્ને બાજુ ઊંઘે છે. સત્ય ગુજરાતી-સાહિત્યમાં અછાંદસ સાથિયો થઈને પ્રસરાય છે. સત્ય અને સંગીતનો નકાબપોશ, સત્ય અને પ્રથમ પ્રેમોનાં રેલવેસ્ટેશનો, સત્ય અને સાંજના ઠંડા કાબરચીતરા રંગોનું વહાણ એવા નકશીકામ થઈ સોનાની શોધ કરતા ઓકલાહોમામાં ભેરવાઈ જાય છે કે જોતો રહી જઉં છું. લે લેતો જા, તું પણ લેતો જા. શેઠ જી. ટી. હાઈસ્કૂલનાં ભૂગોળી શૈલત સર કંટાળેલા અવાજમાં મારી સત્તાને ભાંડે છે, સાંજ પડે છે.

કોઈ સાંજ ન હોય તેમ નથી. તે બદલે હવામાં ફરી સાંજ થઈને સાંજ પડે છે. એટલે જાતજાતનાં શહેરો સરક્યાં પછી, અનેક મંદિરોની સિમ્ફની સાંભળ્યા પછી, અનેકવાર સ્તનોને ગજવામાં ભર્યા પછી આ ગામમાં, બરાબર આજનાં જેવી રૂપેરી સાંજના નાકે જઈને બેસું છું. હોડી ગમે છે. સૂર્યાસ્ત ગમે છે. મારી મૂંઝવણોનાં, મારાં દુ:ખોનાં રાજા તમેય ગમે છો. ખુલ્લામાં ન વહેતાં સ્તનોય ગમો છો, ક્ષણોમાં પીવાતો શબ્દસોમ ગમે છો. નશામાં કુરુક્ષેત્ર પર એવા સંદેશા મોકલું છું. એકમાત્ર સફેદ ઝંડો ફરકે છે ને આપણા બધાનું એક ગોળાકાર સરઘસ ફેલીની થઈને વહી આવતું રહે છે. અગ્નિનાં ફેરા ફરી સૂતેલા બ્રાહ્મણ જેવી આ નગરી છે. વાતવાતમાં પુસ્તકોમાંથી ઘરગ્રસ્ત થઈ બેઠેલા ચાંદાઓ બારીવાટે આકાશમાં જઈ છુમંતર થઈ જાય છે. હેત ઊભરાઈ આવે છે ને નિર્દોષ લાયબ્રેરીને થાબડી લઉં છું. કોરી પાટી પરથી એક પ્રશ્ન ભોટિયા જેવો તરતો તરતો "ઈશ્વર આ લીલા અહૈતુક છે કે ઝેન છે" કહેતો ગાતો જાય છે, શરીરમાંથી તરંગની નદીઓ

આવજાવ કરે જાય છે. આમાં ક્યાંક 'તું'ની ઋતુ ઝાડ પરથી ખરે જાય છે. તું ને આ શબ્દોનાં સુપર માર્કેટો ઓળંગીને શનિવારે રાતે નરીમાન પૉઈંટના ત્રણ દેવો મળના અંધારા ખૂણામાં ફાનસનાં અજવાળે નાદ થઈ પ્રગટતા જોઉં છું, ને ભૂગોળ રેતી કરી દઉં છું. તું શબ્દ કરી દઉં છું.

મારા ઘરની ભીંતોમાં ચર્ચ છે. ત્યાંથી પ્રેમની મુક્કાબાજી શરૂ થાય છે, મુગ્ધ સાંજોમાં દર્શન થાય છે, શોધાય છે, ડુબાય છે, ગીતનો લચકદાર મુગટ પહેરી અંજાય છે, દૂર નમાય હસવામાં. શરૂઆત થાય છે જાગવામાં. મન પાંજરામાં બંધાય છે, હંસલો ઊડવા મથે છે, મહેમાનો દુ:ખ જેમ આવી વીતી જાય છે. બારણે ઊભી છે રાજપૂત નારી. વાંસળીની કરામત સંભળાય છે, પ્રથમ જન્મ્યાનાં વિશ્વનાં આ મેળા છે, જાગી જઉં છું, આમ ને આમાં એમાં, નામ આપું છું, શાક કરું છું, દહીં મગજનું, સૂર્યાસ્ત શબ્દનો, દરેક ચાલું તેમાં ઇચ્છાનો સળવળાટ છે.

સાંજ પડે છે. મારા ઘરની ઉત્તર-દક્ષિણ આ પાર ને પાર ચર્ચ છે.

ખરેખર તો ઇચ્છાની ગૂંચવાયેલી જાળ અફાટ ઉજાડ ટેકરી થઈને પડી છે, બુદ્ધિની પાંખો પડી છે યુનિવર્સિટીનાં કારોબારી બારમાં, અરિસામાં જોતો ઊભો રહું છું પણ ઇચ્છાને પારદર્શક દરવાજાઓ નથી, ક્યાંય કવિતાનો કિશોરી વરસાદ નથી. આત્મીય દર્શનની ઝંખનાનું પ્રેસ ચાલ્યા કરે છે, છતાંય જડીબુટ્ટીની શોધમાં જાગે છે સ્વપ્નું. મુસાફરી ચાલુ છે છુક્ભૂક છુક્મૂક આપમેળે એના ખેલો કરે છે. લીલા, સર્વત્ર લીલા. સાંજે કે સવારે સ્ટીલવોટરની માટી અમદાવાદ જતી ટ્રેન થઈ જાય છે, ને હું ઉત્સાહમાં દરેક સ્ટેશનનાં નામ લખી લેવા પેનસિલ માંગું છું. ક્યાંથી ક્યાંનો નકશો મળે છે.

એમ ઊડું છું, એમ ગાઉં છું કે મારા અવાજમાં જૂહુ પર રખડતા રવિવારો કલબલ કરે છે. જાદુઈ શેતરંજી પર રથયાત્રા થાય છે. સંબંધના પુલ મુકાયાના ઢંઢેરા પિટાય છે, તું-ના દરવાજામાં લંગરો નખાય છે, પ્રેમના પ્યાલા મોં સુધી આવી ઢોળાઈ જાય છે, દુ:ખમાં, ની ખુશીમાં, ના ચિત્તમાં, ના સમુદ્રમાં, ની બારીમાં બાળપણની ફરી એક પોળ ખોલી નાખું છું. વાજાંનગારાં જામે છે, સરઘસમાં જોડાઉં છું. નખ સાથે નખ મળી જાય છે. ઘરમાં બેઠો છે જીવ. ધરપત છે સાંજ.

સાંજ પડે છે.

સ્ટીલવોટરનો ઉત્સવ. માત્ર ઉત્સવ. હમણાં માત્ર શોક. મારાં પ્રેમકાવ્યોનાં વિમાનોનો એક ઘુઘરાટ હવે માત્ર. મારી જાદુઈ શક્તિમાં સત્યના પૌરુષ રાજાનાં પરદેશમાં (અહો, સ્ટીલવોટર!) ગીત માત્ર. હમણાં આનંદ માત્ર.

મારા ઘરની બન્ને બાજુ ચર્ચ છે. મારા શબ્દો બળે છે આ પ્રકાશની ઉજાણીમાં.

## માધાવાવ □ મનોજ ખંડેરિયા

આંગળીને ચીરી લોહી પીવું પડે
એવો પડયો દુષ્કાળ:

તારું ભમ્મરિયું ચકરાતું કાળનું એકાંત
ક્યાં સુધી હું જોયા કરું.
ક્યાં સુધી હું રોયા કરું તારા
કાળવા એકાંતને હે માધાવાવ,
કહે ક્યાં સુધી આ ...

વગડાને વીંટાઈને પડયો છે ભોરિંગ
તડકાનો શરકડો તો વિસ્તરતો જાય
કોઈ અહીં ફરકે ના,
પાન સુધ્ધાં ફરકે ના,
સરકે ના ગરમાતી બપોરની વેળ

કોઈ હવે વેલ અહીં ઊતરે ના,
ઝાંઝરીની ઘૂઘરીનું જળ હવે નીતરે ના,
ઊંટડીના ગળે બાંધી ઘંટડીનું ગીત
સૂકું તણખલું થઈ ક્યાંય ઊડી ગયું.

આવા દુષ્કાળમાં
ક્યાં શોધું એ ગીત
કહે માધાવાવ, ક્યાં શોધું એ ...

૦

બાર બાર વરસોના સુક્કા આ ભાઠામ.
કેમ કરી છલકે રે જળ
પાંદડા વિનાના આ સુક્કા રે શબ્દ,
હવે સુક્કી સુક્કી રે બધી પળ

૦

કોઈ રે ગળાવો હવે વાવ મારા વાલમા
નામની ગળાવો હવે વાવ મારા વાલમા
o

કોણ,
કોણ ગાય છે આ તારું ગીત, માધાવાવ!
કોણ બોલાવે છે મને
મારા લોહીમાં
મારી રગરગમાં
મારા અસ્થિના પોલાણમાં
પડઘાયા કરે છે એના શબ્દ:
માયામાં રહીને ઊંડું ઊંડું ઝીણું ઝીણું
કોણ ગાય છે આ,
કોણ ગાય છે...
o

આજે, માધાવાવ,
જરા તો કંઈ બોલ
કેમ કરી છલકે રે તારા નીર?
ગયા જનમમાં
બારબાર વરસોની
દાદાજીએ વાવ ગળાવી, યાદ હજી યે
ગયા જનમમાં ...
o

અમે ઊતર્યા એક પગથિયું
    અને હલ્યું પાતાળ, મને તો યાદ હજી યે
અમે ઊતર્યા બીજું પગથિયું
    અને તૂટયો રે કાળ, મને તો યાદ હજી યે

અમે ઊતર્યા હાથ લઈને તમને રે ગોરાંદે
અમે ઊતર્યા સાથ લઈને તમને રે ગોરાંદે
અમે ઊતર્યા

ખરલ આંખની ઘૂંટી ઘૂંટી
કશી ખરલમાં ઘૂંટી માઝમ રાત
કશી ખરલમાં ઘૂંટી ભીની વાત

પરવાળાની
જીવ સોંસરી ઊતરી જતી માયા
રોમરોમમાં વળગી બેઠી
વનરાવનની સાવ લીલીછમ છાયા
કહો રે કેમ ભૂલું એ કાયા

કાયા કોડી કનકની, કાયા કોઈ કપૂર
કાયા તારી સંગમાં શ્વાસ થયા રે સૂર

અને સૂરની સંગે સંગે
અમે ઊતર્યા કૈંક પગથિયાં
કોના માટે સાજણ
નથી મફત રે લીધા,
લીધા રે શિરને સાટે સાજણ

હજી આ માધાવાવ મહીં
ચકરાતો મારો પ્રશ્ન
હજી પડઘાતો ગયા જનમથી

કોના માટે સાજણ અમે ઊતર્યાં
કયા શબ્દના
કયા પગથિયે અમે ઊતર્યા
કઈ વાણીના જળ છલકાવાં —
અમે ઊતર્યા
કહે માધાવાવ, કહે
કઈ વાણીના

ક્યા શબ્દના
કોના માટે
કોના સાટે
અમે પગથિયાં ગયા જનમના ઊતર્યાં'તા રે...

o

સમરથ દાદા!
સમરથ દાદા!
        હજી કેટલા જનમ અમારે
                માથાવાવ વિષે જવાનું
        હજી કેટલા જનમ અમારે
                જગમાં જગ થાવાનું
દાદાજી રે!
જરા તમારી આંખ વાંચું તો
    નથી કહી શકવાનો ક્યારે પણ હું ના.
જરા તમારી ઊની ઊની
    આંગળીઓને અડકું તો
નથી કહી શકવાનો ક્યારે પણ હું ના

તમારી આંગળીઓનું
    લોહી બન્યું છે વાણી, મારા સમરથ દાદા,
તમારી આંગળીઓની
    વાણીમાં તો નથી ટીપું યે પાણી મારા સમરથ દાદા,

અરે તમારી વાણી
જાણે પાણી વિનાની વાવ.

જાવ
દાદાજી, જાવ
કહો બધાને
કહો જોઈને
કહો ઢોલીને

કહો ગામને
કહો તમારા સહુ પૂર્વજના નામનામને

હજી હજી તૈયાર
હજી પણ આ જન્મે યે
હાથ લઈને જાડેજીને
સાથ લઈને જાડેજીને
અમે હજી તૈયાર ઊતરવા વાવ-પગથિયાં
અમે હજી –
૦
ઢોલીડા રે ઢોલ બજાવો
ઢુમ્મક ઢુમ્મક
નાચો નાચો ચોક વંચાળે
છુમ્મક છુમ્મક
૦
અમે ઊતરિયે એકું પગથિયું
ને પાતાળે સળવળ સળવળ ઊગી
અમે ઊતરિયે બીજું પગથિયું
અને સમયની બંધ કાચલી
તડાક કરતી તૂટી

અમે
ઊતરિયે ત્રીજું પગથિયું
વળી પગથિયું
પછી પગથિયું
અને પગથિયું
અને સાતમું
આઠું પગથિયું પગને ત્યાં તો
પગના અંગૂઠેથી ત્રબક્યું પાણી
પાણી

પાણીની તો સાત જનમથી માયા
પાણી મારા ગયા જનમનો
(ખળખળતો પડછાયો)
પાણી મારા જીવતરનો રે શીળો શીળો ભેજ
પાણી મારી ત્વચા ઉપરનું તેજ
પાણી મારી આંખોની ઓગળતી કીકી ભૂરી
પાણી તો રે પાણી

અડો પાણીને
પછી કોઈથી ક્યાંય કશેથી કદી રહે ના દૂરી

અને હવે તો પગના અંગૂઠેથી ત્રબકે પાણી
રે કૈં ત્રબકે પાણી ...

દાદાજીની આંગળીઓમાં
ગયા જનમથી સુકાયેલું પાણી ત્રબક્યું
દાદજીની વાણીમાં રે પાણી ત્રબક્યું
પગ સમાણું પાણી
પાણી કેડ સમાણું પાણી
પાણી ડોક સમાણું પાણી
પાણી વજમલ દીકરો પાણી
પાણી વહુ જાડેજી પાણી
પાણી ...
પાણી ... પા ... ણી ...

## કોણ ફરી ફરી ☐ વિપિન પરીખ

–કોણ પોતાને બ્રહ્મા માની શબ્દો સાથે કરે છે છળકપટ?
પારિતોષિક પામી
કોણ ગજ ગજ ફુલાવે છે છાતીને?

કોણ વિવેચકની ઠંડી આંખ સામે
પટપટાવે છે પૂંછડીને?

કોણ સભાના બહેરા સાગરમાં
ડુબાવી દે છે પોતાના નાદને?

કોણ ફરી ફરી પૂછ્યા કરે છે:

તું કોણ છે?
કવિ છે?
વૈશ્ય છે?
વેશ્યા છે?
માણસ છે?
દેવ છે?

તું કોણ છે?

☐ હેલ્પર ક્રિસ્ટી

તારા હાથમાં
સમયની ગૂંચ-
મારા માથા પર
લટકતું ચામાચિડિયું -

તું ક્યાં સુધી
ઉકેલ્યા કરશે.
હું ક્યાં સુધી
સ્થિર ઊભો રહી શકીશ ...

## કેમ કરીને મળવું રે? ☐ મહેશ શાહ

તારા ગામનો દરિયો સજ્જન મારા ગામની નદિયું રે,
ડુંગરા આડા થોક અડીખમ કેમ કરીને મળવું રે?

વાયરા ભૂલી જાય સંદેશો સાવ ખાલી સૂસવાય
મારગે માંડો પાય તો આખું આયખું ચાલી જાય,
ઊડતું નથી કોઈ કબૂતર કાયમ શું કરગરવું રે!
ડુંગરા આડા થોક અડીખમ કેમ કરીને મળવું રે?

માછલી જેવી જાળમાં મારી નજરોનજર જાય
માંહ્યલો એવો અંદરોઅંદર ધરતીમાં ધરબાય,
કાળનો ડસ્યો નાગ તો યે કેમ એક ઘાએ નં મરવું રે!
ડુંગરા આડા થોક અડીખમ કેમ કરીને મળવું રે?

## તારા માટે રાકેશ, ખાલી હાથ ☐ ધર્મવીર ભારતી ☐ અનુ.: જગદીશ જોષી

હું ખાલી હાથે આવ્યો છું
તારે માટે
જે કંઈ લાવવા ઇચ્છતો'તો
તે બધું શિથિલ અંજલિની તરાડોમાંથી
નદીનાં પાણીની જેમ
ક્યાં સરી ગયું ?
અરેરે, આજ હું તને દઈ શકતો હોત ...
અલ્હાબાદની પેલી ઠંડી સવાર, જ્યાં
કંપતો તડકો કેટલે દૂર સુધી આપણી છાયા ફેંકતો'તો !
અરેરે, હું તારા માટે લાવી શક્યો હોત ...
મારી તૂટેલી સાયકલ પર લાદીને
પેલા છાપરાની બપોર, નિરુદ્દેશ રખડપાટ,
વિશ્વાસ સભર દિલનો પેલો નિષ્કપટ થડકાટ......

......વિશ્વાસ એ તો
મજબૂત દીવાલ પર માત્ર ચીતરેલો જ
ભ્રામક દરવાજો છે.
ભ્રમણાના એ દરવાજા સાથે
અનેક વાર તારું માથું ભટકાયું
અરેરે, હરેક વાર તારા માથા અને દીવાલની
વચ્ચે મારી હથેલી હોત ... તો !
પણ કોની હથેલી ખાલી છે ?
દરેકની હથેલી પર
પોતાનું જ માથું નિરાશાથી ટેકવેલું હોય છે !

હું ખાલી હાથે આવ્યો છું
તારે માટે દોસ્ત !
અને, જ્યારે હાથમાં હાથ ભિડાવીને
દિલ્હીના નિસ્તેજ રસ્તાઓ પર
આપણે ચુપચાપ ઘૂમતા'તા

ત્યારે આપણી સાથે એક અશબ્દ ખાલીપણું પણ
ચુપચાપ ચાલતું રહેતું –
આપણી હથેળીઓના ગૂંથનમાં છુપાઈને!

અને આપણે ઘેરથી નીકળતા'તા
ઘર સુધી આવવા માટે
અને વારંવાર અટકીને પૂછતા'તા
ઘર ક્યાં છે?

આપણે સૌ ખાલી હાથે આવીએ છીએ
એકબીજાને માટે!

## હવે □ કમલ વોરા

વૃક્ષની ઘેઘૂર ડાળોનાં
ટેરવે - ટેરવાં ભીડી
ખડખડાટ હસતો ...
ઝાકળની ભીતર પેસી જઈ
સૂર્ય સાથે ગુફતગુ કરતો...
તાજાં ફૂટેલ ઘાસ પર બેસી
ધૂળમાં આંગળીઓ ફેરવતો...
એક ફાળમાં દરિયો છલંગતો...
હાથ લંબાવી આકાશ સ્પર્શતો...
... ... ...
પવન
મરી ગયો છે
હવે.

## બે હાઈકુ □ ઉશનસ્

### ૧. મધ્યાહ્ન

મધ્યાહ્ન : વડ
નીચે કૂંડાળે વળ્યું
છાયાનું ધણ.

### ૨. આંખ

આંખ હજી તો
એકડિયામાં; ઘૂંટે
આંક ચ્હેરાના.

## ગુસપુસ ☐ પન્ના નાયક

સમી સાંજના
હવાની મર્મર આવી
શાંત ઘાસનાં તરણાંએ
ગુસપુસ કરી ચમેલી સાથે.

સાંજ નમી
તારા ડોકાયા
તું ન આવ્યો
ફરી ઘાસ ને ચમેલી
ગુસપુસ કરી
જંપી ગયાં.



## બે કૃષ્ણકાવ્યો ☐ હરીન્દ્ર દવે

### ૧. કોણ માનશે

મને મારગે મળ્યા'તા શ્યામ, કોણ માનશે!
એક મીટમાં કળ્યા'તા શ્યામ, કોણ માનશે!

એણે માથાનું મોરપિચ્છ વાને ધર્યું,
એની મોરલીની મીટપથી છલક્યું ગળું,
એ જ નિશ્ચય થયો, જ્યાં એની વાત સાંભળું
કે મારી સંગે હળ્યા'તા શ્યામ, કોણ માનશે!
મને મારગે મળ્યા'તા શ્યામ, કોણ માનશે!

એની આંખડીથી વૃન્દાવન છલકી ગયું,
એના હોઠને વળાંક વહાલ મલકી ગયું,
મીટ મળતામાં ક્યાંક કાંક છલકી ગયું,
મારી છાતીએ ઢળ્યા'તા શ્યામ, કોણ માનશે!
મને મારગે મળ્યા'તા શ્યામ, કોણ માનશે!

## થયું શું? ☐ પ્રિયકાન્ત મણિયાર

એક પ્રભાતે
પતંગિયું કો ઊડતું ઊડતું ઉપવન મધ્યે
પુષ્પ પરે જઈ બેઠું
લળ્યુંઢળ્યું એ એવી રીતે કે
પાંખડીઓ પાંખડીઓને ડોલાવી બોલાવી
કહે ઊડવા સંગ ...
પતંગિયું ને પુષ્પ
ઊડી રહ્યાં છે વ્યોમ
ઊગે નવાં સૂરજ ને સોમ
રોમરોમમાં રંગ
તહીં મધ્ય વ્યોમથી ઢળતો જાતો સૂર્ય...થયું શું?
પતંગિયું તો અન્ય પુષ્પ પર જઈ બેઠું
સંગ ઊડતું પુષ્પ
ધપ્પ દઈને હેઠે પડતું
એના હીબકાતાં હૈયાને ધૂળ ધરાની છાની રાખે!

### ....રાહ કોઇ સૂઝે નહીં □ હરીન્દ્ર દવે

મને બોલાવે કા'ન કુંજગલીએ
ને રાહ કોઈ સૂઝે નહીં,
એને સમજાવો અધરસ્તે મળીએ
બીજી તો સોઈ સૂઝે નહીં.

માંડ હજી જવાનો મારગ મળ્યો ત્યાં
પાય આંગણામાં આવીને અટક્યા
ખીલે બાંધેલી પેલી ગાય, અને બારણામાં
રોપેલાં તુલસીને ખટક્યાં,
હજી હમણાં યમુનાના નીર
છલકાવી આંખ ધોઈ, સૂઝે નહીં.

'જાય તો જગાડી સાથ લેજે' કહીને
હજી અબઘડીએ રાત જરા જંપી,
'અમને મૂકીને કેમ જાશે, જોઈશું.'
કહી મારગનાં ફૂલ ગયાં સંપી,
જરા ચોરીછૂપીથી જોવા જતાં
નજરુંને ખોઈ, સૂઝે નહીં!

□

### વચમાં એક રાત □ પન્ના નાયક

સામેની કુંજઘટા
ઉષ્માભર્યો સૂર્ય
ખીલેલાં ભરાવદાર રંગબેરંગી ગુલાબો
સુગંધમાંય કંઈ શોધતો સમીર
ટહુકામાં ફેરવાઈ ગયેલા પંખીઓ
બારીના કાચની વધતી જતી પારદર્શકતા
કોઈના મન જેવી
કોઈના લોચન જેવી.
ગઈ કાલ સાંજ સુધી આટલું તો હતું.

### સાયંચર્યા □ મૂળ: કાલિદાસ

(વિક્રમોર્વશીય ૩/૨)

અનુવાદક: હરિવલ્લભ ભાયાણી

વાસયષ્ટિ પરે
અલસ નિદ્રાભરે
મયૂરનું ઝૂંડ કંડારી મૂક્યા સમું વિશ્રમે ...

છજા હેઠ
ગૂંછળાય ગોખેથી મંથરગતિ ધૂપના ગોટ –
કે ગભરુ પારેવડાં-જૂથ?
ભ્રમ ના શમે ...

આચારશુચિ પરિચરો
સાંધ્યમંગળ તણા ઝળહળતા દીપને
પુષ્પબલિપૂત સ્થાનો પરે સ્થાપતા સં-ભ્રમે

□

### હેમંત □ ટી. ઈ. હ્યુમ
□ હરિવલ્લભ ભાયાણી

હેમંતની રાત
આછી ચમક ઠંડીની
હું લટારે સરું બહાર –

દષ્ટે પરે
વાડ પર લળી રહ્યો રતૂમડો ચંદ્ર
ખેડૂતના વદન શો.
વાત કરવા હું અટક્યા વિના
સહેજ માથું હલાવી વહું માર્ગ પે—
ચોતરફ તારકો ગૌરમુખ
નગરનાં બાળ શા કૌતુકે ટમટમે.

## અવળી અમારી પ્રીત ☐ જગદીશ જોષી

તમે તમારી રીતે વરતો, અમને રીત્યું કયા જનમની અવળી અવળી વળગી!
તમે જાવ જળ-આરે જોવા બિંબ : આંખ અમારી સરવાણીને જોઈ નથી ત્યાં સળગી!

આવાવરુ મેડીની અવળી વળિયું ઉપર વળગી છે વાગોળ
ચીતરેલા સૂરજને કેવી ટીકીટીકીને જોઈ રહી આ આંખ તરે તરબોળ
પાંચ વસંતો પમરે ને ને તો ય હવે તો વૃક્ષ અમારે ફરકે જોજો મનગમતી ભરકલગી :
તમે તમારી રીતે વરતો, અમને રીત્યું કયા જનમની અવળી અવળી વળગી.

કૂવા ઉપર વડલો, વડલાડાળે બેસી હોલો રહ રહ રુવે
જલનાં છબ છબ તરંગનો ના સંગ હવે તો : રાત હવે શેં ખૂટે?
સાવ તોછડી 'ના – ના' કરતી સરવાણીના રુંવે રુંવે આંખ વસી – ને છલકી
તમે તમારી રીતે વરતો, અમને પ્રીત્યું ગયા જનમની સવળી અવળી વળગી

And Poetry is a Song, when the bird has flown
About a bird, never the bird's own

— Robert Finch

# કવિતા

વર્ષ ૬ : અંક : ૪ એપ્રિલ, ૧૯૭૩
સળંગ અંક: ૪
મુખપૃષ્ઠ :
સજાવટ : દિનેશ દલાલ

દ્વૈમાસિક



---

**સૂચનાઓ :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :** દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧.

**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક :** ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪ (જુઓ રૂલ્સ નં. ૮]

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ - ૧. |
| ૨ | તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩ | મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : હિન્દી |
| | સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મું.૧૯. |
| ૪ | પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : હિન્દી |
| | સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૫ | તંત્રીનું નામ | : સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : હિન્દી |
| | સરનામું | : બનારસી ભવન, ૧૦ મો રસ્તો, ખાર, : મુંબઈ - ૫૨. |
| ૬ | જે વ્યક્તિઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરો હોય તેમનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે, ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૭૩ પ્રકાશકની સહી: ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ



# અહીંથી અહિયાં......

•

લ્યો આવજો ત્યારે,
અહીંથી અહિયાં......
તમારા સાથની સીમા અહીં પૂરી થતી.
જુઓ, આ શ્વાસ પણ અટકી ગયા છે ફૂલના—
તમારી ઢૂંકને ડગલુંય આગળ માંડવાની છે મના!

જરા પાછું વળી જોયું—
તમારી વહેલને છેડે લટકતો ડોલતો દીવો
'ના ના' કહેતો'તો
છેલ્લી પળોને ઝાલતી ઝીણી રશ્મિના સમો!

નિસ્પંદ આ સીમાન્ત વૃક્ષે
કાળ પાંખો બીડીને થાકી ગયો,
એકાન્તને અંગો લપેટી સર્પતો અંધાર પણ
અહીં ગૂંચળું થઈને કશો થાકી ગયો!

શિશુની આંખના સૂરમા સમો આ પંથ......
વિસામાની હવે કોઈ રહી ના ખેવના
તમારી ઢૂંકને ડગલુંય આગળ માંડવાની છે મના.

—જુઓ, આ શ્વાસ પણ અટકી ગયા છે ફૂલના!

...———x———...

૨૧ : સપ્ટે. : ૧૯૬૯.

રમેશ જાની.

...—x—...

KAVITA Regd. No. R.N. 16800/67

# A Cage in Search of a Bird

*My destiny defines itself*
*Said the cage in search of a bird.*
*I am expressed by what I do,*
*And when I'm empty, I'm absurd.*

*So I will find a willing bird*
*Who knows the limit of the skies*
*With wings that feel the chain his song*
*Must hold him in until he dies.*

*And he will make my bars his home*
*Beyond all vistas of the air,*
*And sing his song to me alone*
*Beyond the echoes of despair.*

*And if some other bird should stop*
*When flying South to look and spin*
*About and say, "You can't get out,"*
*He'd then reply, "You can't get in."*

*Robert Pack*

# કવિતા

તંત્રી: સુરેશ દલાલ : જૂન ૧૯૭૩ : અંક: ૩૫ : કિંમત: એક રૂપિયો : જન્મભૂમિ પ્રકાશન

# રેખ

અસ્તિત્વની કોમલ રેખ સુંદર
આંકી દીધા પીંછીલણે લહેકે,
એ રેખના રેલમછેલ છાંટા –
મહીં ઝીલાયા સ્વર પંખીઓના,
ને મોગરાની ખીલતી સુગંધ
એના વળાંકે હસતી મહોરી,
કલ્લોલતો લોલ વિલોર એના
રંગોમહીં તરવરતો પ્રકાશે;

અસ્તિત્વની કોમલ રેખ વિસ્તરે
વિશ્વે....
આજે સૌ નિજમાં સમાવી
લાડીલી થઈ શી
મારી અહો કૂખમહીં લપાયે!

– ગીતા પરીખ –



## વળગ્યું છે ઝૂર, મારું ઝૂર કાઢો □ મલ્લિકા બક્ષી

કોણ કોને ઝૂર્યું કે મને વળગ્યું છે ઝૂર, મારું ઝૂર કાઢો
અમે ક્યાંથી વ્હોરીને આમ આવ્યા ઘેઘૂર, મારું ઝૂર કાઢો

મને નાનકડી છાંગને ઝુરાપો આવ્યો રે, મારું ઝૂર કાઢો
મારા કોરાકટ કંચવામાં ખાંપો આવ્યો રે, મારું ઝૂર કાઢો
ઝૂર લીલા કુંજારથીય લીલું ચટ્ટાક, મારું ઝૂર કાઢો
મને ડાબી બાજુમાં ડાળ ફૂટી ફટ્ટાક, મારું ઝૂર કાઢો

ઝૂર પાનીની ડેલીએથી પેઠું રે ઝૂર, મારું ઝૂર કાઢો
હું તો ઘેલી-ઘેલી ને ઝૂર એવું ચતુર, મારું ઝૂર કાઢો

ઝૂર મેંદીની ભાત થઈ બેઠું બેઠું રે, મારું ઝૂર કાઢો
સાવ છાનકડી વાત હું તો બેઠું બેઠું રે, મારું ઝૂર કાઢો.

## એક ગીત ☐ પ્રિયકાન્ત મણિયાર

આંગળીઓમાં આવતાં આવ્યા કોઈના કાળા-કાંગસી ઓળેળ કેશ
આંખમાં મારી ગઈ અંજાઈ કોઈની મોટીમસ આંખો કે મેશ?

દરિયો ભર્યો ધરતી ધર્યો, ડુંગરાના શાં રૂપ
પનિહારીએ ઘટ સીંચીને ઠલવ્યો પતાલ-કૂપ
તડકાની હું તરસ હતો, ભડકે બળે ગિરના મારા નેસ.

ચાંદની મને ઠારવા લાગી, ફૂટ્યા ચાંદનીને બે હાથ
નહીં-વનનાં ગહન ઝાડવાની સૌ ડાળીઓની એ બાથ;
ભાગ્યશાળીનું ભાગ્ય તો જુઓ
શ્વાસને મારા લાગતાં લાગી રાતરાણીની ઠેસ!

☐

## ગીત ☐ મનહર ચરાડવા

પરથમ પરથમ તો ભૈ, પાંદડું ન હલે એવું મુઠ્ઠીરું ગામ એક જોયું!
સાચું નહિ પડવાની વારતાયું હાલે જ્યાં
ભીંત્યુંથી નીકળેલી નદિયું!
શ્વાસ અને ઘાસ પછી ધૂળ અને મૂળ સમું
આસપાસ સળગેલી સદિયું!
સંધો ય અવાજ ક્યાંક આથમતો લાગે—ની સમજણમાં, હોય એ ય ખોયું!
પરથમ પરથમ તો ભૈ. પાંદડું ન હલે એવું મુઠ્ઠીરું ગામ એક જોયું!

પથ્થર ને દરિયો રે ફૂલભર્યું ફોરીને
ગોરંભતું આભ આંય ખોડે!
ઉંબરની ઠેસ લઈ ઓરડિયે જાગેલું
કાળું એકાંત કાય તોડે!
ચોમેરી ધુમ્મરિયા પૂરમહીં ડૂબ્યું પણ એક્કે ના રોમ સ્હેજ રોયું!
પરથમ પરથમ તો ભૈ, પાંદડું ન હલે એવું મુઠ્ઠીરું ગામ એક જોયું!

## બે કાવ્યો □ ભાનુપ્રસાદ પંડ્યા

### નિવેદન

સાગરમાં બંદી બનીને
ધમપછાડા કર્યા કરવા...
અને સરોવરની પાળના
પથ્થરા વચ્ચે સૂઈ રહેવું
નિષ્પ્રાણ થઈને!
ક્યાંક ઊંટ સરીખડા
પર્વતના પેટમાં
અસ્તિત્વને આરોપી લઈને
અંધકારના અતિથિ થવું...
તો ઘરને ખૂણે
ઠીકરાની દીવાલોમાં ગૂંગળાવું...
અમારે નસીબે બસ, બંદીખાનું?
એનાં કરતાં તો કોઈ
મોકળી સરિતામાં વહેતાં વહેતાં
વિલીન થઈ જવું ગમે...
ટીપામાં ઘણુંય બબડીએ છીએ
પણ...
અમારું જળનું સાંભળે કોણ?

□

### પછી છો ....

તમે તો વિદ્યામાં પરિમલની પારંગત. હવે
ઉકેલી દ્યો વાનો પ્રશ્નલખી કોરા પવનપે!
કપલ્લી કો હસ્તીના મદમલિન કુંભસ્થળપરે
વળ્યા ટોળે, કર્ણે ગુસપુસ કરે જે કુસુમના,
બિડાયેલા કોઈ નલિની મહીં ગાળે રજની તે
દ્વિરેફોની ચેષ્ટા અકળ સહુને ઓળખી દિયો!
નહીં તો જે કોરાં વસન થકી સુગંધી કવિતા
રહી મ્હોરી તે ના સમજી શકશો, કુન્તલઅડી
કહી વેણી જે રહે અરધુંપરધું તેય સુણવું
થઈ જાશે ભારે કઠિન, લિપિ જે આળખી કરે
સુવાસે લિતાની નદિ ઊકલશે, રોમ ઉપર
લખેલી ખુશ્બોની ખબર પડવી દુષ્કર થશે!
અને ઊભા રે'શો અભણ સરખા ગંધજગતે,
પછી છો વિદ્યામાં પરિમલની પારંગત થયા!

## સૂર્યોપનિષદ ☐ હરીન્દ્ર દવે

૧

સાંજના સૂર્યને
પૂછવા ધારેલો સવાલ
મેં મધરાતના તારાને પૂછી લીધો
અને
બ્રહ્માંડનું એક રહસ્ય ખુલ્લું થઈ ગયું.

વજનદાર હવાઓ
ખેંચાઈ રહી છે
પોતપોતાની ધરતી તરફ:
શૂન્યતાઓના એક પછી એક
ઊખળતા પડની તળે રહેલું શૂન્ય
બધી જ ધરતીઓનું આકાશ બની બેઠું છે.

થોડે થોડે અંતરે સળગતા સૂર્યો
એને અજવાળી શકતા નથી:
અંધારાની દુનિયામાં
મારા અવાજનાં આંદોલનો
તરતા ડુંગરો બની અટવાઈ ગયા છે

પ્રકાશ અને અંધકાર
અલગ રહી જે જવાબ ગૂંથે છે
એ ઉકેલવા
વાલ્મીકિ હતો, ત્યારથી હું મથું છું.

૨

જીવન અને મૃત્યુ એકસાથે ઊભા રહી
સાવ અંજાણી અને અલગ અલગ ભાષામાં
વાતો કરે છે.

બંને જોડે એકીસાથે વાત કરવાનો
પ્રયત્ન કરતા
હું અવાક્ બની જાઉં છું.

મારા એ સ્તબ્ધ મૌનને
કોઈ ઉદાસીનું નામ આપે છે,
કોઈ કહે છે એને ખુલ્લી આત્મહત્યા:
જાતને નિર્મૂળ કર્યા વિના
હું કેમ જીવી શકું
એ સમજાતું નથી...
એ જિજીવિષાને જ સૌ ગૂંચવે છે
મૃત્યુની ઉત્કટ ઝંખના સાથે.

યાતનાના તુમુલ મોજાંઓ પર
ડગમગતી નાવમાં
અસ્થિર પગલે ઊભા રહી
ચીસ પાડીને કહું છું
કે
મારે જીવવું છે!
કિનારા પર રહેલાઓ કહે છે
કે મઝધારમાં સમાધિ લેવાનો
આ સભાન આયાસ છે.

જીવન અને મૃત્યુ બંને સાથે બેસી
કોલ્ડ કૉફી પી રહ્યાં છે-
બંનેની ભાષા અલગ
અને તેઓ સાથે વાત કરવાના પ્રયત્નમાં
હું અવાક્...

૩

આસ્ફાલ્ટની સડક પર
નીકળેલા યાતનાઓના સરઘસની

નેતાગીરી મારે લેવી નથી;
માર્ગ પર મળતા ચહેરાઓની
વેદના વાંચવાની મને ફુરસદ નથી
વંચનાનાં જાળાંઓ વચ્ચે
ધૂંધવાઈ રહેલા સત્યને
સાંત્વન આપવામાં
વીતી જતા સમયને
કેમ ઉગારવો એ સૂઝતું નથી.

સાંજના સૂરજ સાથે
ક્ષિતિજમાં ન ડૂબેલું અસત્ય
હવે નક્ષત્રમંડળોમાં
પોતાનું આસન દૃઢ કરી બેઠું છે;
એને કોઈ ગુરુત્વાકર્ષણ નથી,
કોઈ ધરતી નથી,
કોઈ આકાશ નથી.
સૂરજ ઊગે
ત્યારે તાપ અને ઉજાસને
તપાસી લેવા પડશે:
ચન્દ્ર ઊગે
ત્યારે તેની કળા જોઈ લેવી પડશે:
તારાઓ ઊગે
ત્યારે તેનું ગણિત ગણી લેવું પડશે.
નહિતર,
અસત્ય ઊગી જશે
અને
ચન્દ્ર, સૂર્ય ને તારાઓની
ગતિ તરીકે સ્થપાઈ જશે
અને બ્રહ્માંડની અરાજકતાનો
ભરમ છતો થઈ જશે

૪

મારા એકલવાયાપણાની જાણ
એને ન કરતા:
એ મને પ્રેમ કરશે
અને મારી એકલતા ઓર વધી જશે.

એ પૂછશે: ઉદાસ કેમ?
અને હું ડીપ્રેશનમાં ગરક થઈ જઈશ.

એ માથા પર હાથ ફેરવશે
અને હું દેહમાંથી ખસી ગયો હોઉં એવું લાગશે.

એ હોઠ ફફડાવશે
અને પુછાનારા પ્રશ્નથી ભડકી
હું છળી ઊઠીશ.

એ કહેશે,
હમણાં કેમ ઉલ્લાસમાં નથી,
અને હું પૂર્વ દિશામાં
સૂર્ય બનીને
ઊગી બેસીશ...
તો આ રાતનું શું થશે?

૫

આજે આથમેલા સૂર્યના સોગંદ,
હું કાલે સવારે સૂર્ય બનીને ઊગીશ,
પ્રચંડ જ્વાળા બનીને સળગીશ.

એક વિરાટ શૂન્યમાં
એકલવાયો આગળ વધીશ
પ્રખર મધ્યાહ્નથી રાતીચોળ સાંજ સુધી.

મારી એકલતા આ ક્ષિતિજે ડૂબશે
ત્યારે કોઈક બીજી ક્ષિતિજ પર એ ઊગતી હશે.

## પીળો પડી ગયો ☐ ભગવતીકુમાર શર્મા

લોહીનો રંગ અશ્રુથી ફિક્કો પડી ગયો;
ધબકારમાં નિ:શ્વાસથી ખાડો પડી ગયો.

ઝાકળભીના ગુલાબને તો કંઈ થયું નહીં;
તડકે ખસીને સૂર્ય ઉઘાડો પડી ગયો.

થાકેલ પગની છાપ જડાઈ જો રેતમાં;
સ્પર્શ્યો સમુદ્ર એને તો કોરો પડી ગયો.

ઝીલી સમયની ધૂપ ત્વચા શ્યામ થઈ ગઈ;
પડછાયો કિન્તુ મારો તો પીળો પડી ગયો.

તાજી સફેદ ભીંત પર ધાબું જ શેષ છે;
ક્યારે લટકતો જૂનો એ ફોટો પડી ગયો?

ટોળામાં ગૂંગળાઈ જો એકાન્તની ક્ષણો;
બે-ચાર શ્વાસ લઈને હું છૂટો પડી ગયો.

'એ કોણ છે?' કહીને મેં પાડયો'તો સાદ પણ;
સામે મને જ જોઈ હું ભોંઠો પડી ગયો.

પ્રત્યેક ડાબલામાં હતી નૂટતી ગતિ;
પીગળી ગઈ સડક અને ઘોડો પડી ગયો.

બાકી રહી ગયા હશે મારા અમુક શ્વાસ;
દીવો કબરનો એટલે ઝાંખો પડી ગયો.

## બે ગઝલ ☐ મનોજ ખંડેરિયા

(૧)

નગર મીણનું: ધોમ તડકા: અને હું
પિગળતા રહ્યા મારી છાય અને હું

આ ચોપાટનાં ખાલી ખાનાં અને હું
સ્મરણના જૂના પંગુ પાસા અને હું

હતું ચિત્ર આ: ટ્રેન ગઈ એ પછીનું:
ક્ષિતિજો સુધી જાતા પાટા અને હું

સમયના બધા બંધ દરવાજા જોઉં:
લટકતા નજર સામે તાળા અને હું

અહીં તો સૂવાનું રહ્યું ભીષ્મ માફક:
નીચે શબ્દના તીક્ષ્ણ ભાલા અને હું

એ ઘટનાને કોઈ કહી દેશે મૃત્યુ:
અલગ થઈ જતી મારી કાયા અને હું

(૨)

ચરણને છળી જાતું છળ તો નથી ને?
ધરા લાગે એવું આ જળ તો નથી ને?

હજી ખૂબ ઘૂમરાય છે હસ્ત-રેખા,
હથેળીમાં કોઈ વમળ તો નથી ને?

યુગોના યુગો જેની ફરતા ઘૂમે છે
ભલા કેન્દ્રમાં કોઈ પળ તો નથી ને?

નથી સ્પર્શના કંપનો તાગ લાગ્યો
ત્વચાનો આ દરિયો અતળ તો નથી ને?

ભ્રમર જેમાં એમ પુરાઈ ગયો છું
કહો શબ્દનું ઘર કમળ તો નથી ને?

But the Immanent Doer's That doth not know,
Which in some age unguessed of us
May lift its blinding incubus,
And see and own :
"It grieves me I did thus and thus!"

સમય અંગુલિનિર્દેશ કરીને દેખાડશે કે કોઈ હેતુપુરઃસર કરનારનો આ પ્રહાર નહોતો પરંતુ જે પોતે અજ્ઞાત છે એવા વિશ્વવ્યાપી કર્તાએ અમને ઝપેટી લીધા છે. કોઈ અગમ્ય ભવિષ્યમાં પોતાની આંખો પરનું આવરણ ખોલી નાખીને એ જોશે ત્યારે સ્વીકારશે કે "મેં આવું કર્યું તેથી મને ગ્લાનિ થાય છે!"

હાર્ડીની મનોવૃત્તિ, એની ફિલસૂફી કહો તો ફિલસૂફી, આ કાવ્યમાં આવિર્ભૂત થાય છે: સૃષ્ટિનો કોઈ હેતુ નથી, જીવનનું કોઈ ધ્યેય નથી. માત્ર કોઈ ગૂઢ, અપરિમિત શકિત આ સૃષ્ટિનું ચક્ર અનુકંપા વિના, બુદ્ધિવિહીન રીતે, ચલાવે રાખે છે. એમાં જે અન્યાય, દુ:ખ, કષ્ટ છે એથી પણ એ અજ્ઞાત છે. પ્રકૃતિ માનવજીવનની માત્ર પશ્ચાદ્ભૂમિ નથી. પ્રકૃતિ (કે કાળ) શકિતશાળી છે, માનવીને તુચ્છ લેખે છે. વિશાળ, સચેતન, ગહન કાળના વૃક્ષ પર મનુષ્ય અલ્પ સમય આમથી તેમ ફેંકાય છે, આથડે છે અને અંતે અંધકારમાં વિલીન થઈ જાય છે. અનેક યુગોથી વહેતા, અબજો વર્ષોને ક્ષણ લેખતા કાળને તો પારણું અને નનામી સમીપ જ લાગે છે એ સનાતન છે એની પણ એને નથી જાણ કે નથી પરવા.

આ મનોવૃત્તિનું આવિષ્કરણ હાર્ડીના The Dynasts નામના નાટકરૂપી મહાકાવ્યમાં થાય છે. રાજવંશીઓની આ કથામાં એમનાં સૈન્યો આમથી તેમ આથડે છે, નદીઓ અને પર્વતો ઓળંગે છે. યુરોપની રાજ્યસભાઓ અને પાર્લમેન્ટોમાં ચર્ચા થાય છે. નેપોલિયન અને એના પ્રતિસ્પર્ધીઓનું આ ચિત્ર છે. આ સર્વ અંતરિક્ષમાંથી તો તુચ્છ જણાય છે અને અંતરિક્ષમાંથી કોઈ અલૌકિક શકિતઓ આ પલટાઓ નિહાળે છે અને એની પર સતત ટીકા કરે છે; કારણ, આ રાજાઓ, મંત્રીઓ, રાજનૈતિકો, યોદ્ધાઓ વિધિના હાથમાં નાચતાં પૂતળાંઓ છે, એની વ્યર્થ રમતનાં નિરાધાર પ્યાદાં છે. છાયા સમી જે ઝાંખી આકૃતિઓ ઉપરથી દૃષ્ટિપાત કરે છે એમાં યુગની પ્રાચીન શકિત છે, અનુકંપાની શકિત છે, અમંગલ અને વિપરીત કટાક્ષની શકિત છે, પૃથ્વીની છાયા છે અને નિવેદન કરતા દેવદૂતો છે. એ પુસ્તકના ઉપોદ્ઘાતમાં હાર્ડી લખે છે કે પૃથ્વી પરના સંગ્રામો અને વિવાદો અને ઊહાપોહ નિહાળતા અલૌકિક નિરીક્ષકો આ કાવ્યમાં

કલ્પ્યા છે. આ નિરીક્ષકો અમૂર્ત સ્વરૂપની ચેતનાઓ કે શકિતઓ છે. એમને કેવળ કલ્પનાની કૃતિઓ જ માનવાની છે. એમનાં મંતવ્યો ભિન્ન ભિન્ન પ્રસંગોને ઉચિત છે. આ દુર્બોધ સૃષ્ટિનું રહસ્ય સમજાવતી કોઈ વ્યવસ્થિત ફિલસૂફીની એમાં દૃષ્ટિ નથી. આ શકિતઓના અસ્તિત્વને કારણે અને એમનાં ઉચ્ચારણ દ્વારા આ મહાકાવ્યની નાટ્યભૂમિ સરજાય એવી કવિની અપેક્ષા છે. આથી કવિની શ્રદ્ધા ક્ષણભર પણ વ્યક્ત થાય. બ્રહ્માંડનું પ્રથમ કે મૌલિક તત્ત્વ પુરુષ છે એ આ કૃતિમાં સ્વીકાર્યું નથી. બ્રહ્મને મનુષ્યનું રૂપ આપવું અવાસ્તવિક છે. મહાકાવ્યના પ્રથમ ભાગને અંતે અલૌકિક શકિતઓ ગાય છે:

The Prime that willed ere wareness was,
Whose Brain perchance is Space, whose Thought its laws,
Which we as threads and streams discern,
We may but muse on, never learn.

સભાનતાનીયે પહેલાં જે આદિતત્ત્વે સંકલ્પ કર્યો છે, જેનું મસ્તક કદાચ અવકાશ હશે, જેના વિચારો એના નિયમો હશે એને આપણે, તંતુઓ અને સ્રોતો, નિહાળી શકીએ, એને વિશે ચિંતન કરી શકીએ પરંતુ એનો અર્થ કદી પણ ગ્રહણ નહિ કરી શકીએ. અર્થાત્ એ અંતરિક્ષમાં વસતી, જોતી અને ચિંતન કરતી અમાનુષી શકિતઓ પણ અનાદિ, અનંત તત્ત્વને સમજી શકતી નથી. તો પછી આ ગૂઢ તત્ત્વનો હેતુ મનુષ્યની મતિ અને કલ્પનાથી ગ્રહણ ન થઈ શકે એમાં શું આશ્ચર્ય?* કાવ્યના અંતમાં ભિન્ન ભિન્ન શકિતઓ આ વિષે ઉદ્‌ગાર કરે છે. યુગોની શકિતઓમાંથી કેટલીક કહે છે:

(1) O Immanence, that reasonest not
In putting forth all things begot,
Thou build'st Thy house in space — for what?

વળી બીજી કહે છે

(2) O loveless, hateless-past some
Of kindly eyed benevolence
To what tune danceth the Immense?

* એક વૈજ્ઞાનિકે ઉપમા આપી હતી કે મહાસાગરમાં ડોલાં ખાતી સ્ટીમરના નીચલા ભાગમાં એક ટોપલામાં બટાટા હોય અને એની અંદરનું એક જંતુ મહાસાગરનો અંદાજ કાઢી શકે તો મનુષ્ય આ વિશાળ બ્રહ્માંડનું માપ કાઢી શકે.

ત્યારે કટાક્ષની શકિત ઉત્તર દે છેઃ

(3) For one I cannot answer but I know
'Tis handsome of our Pities so to sing
The praises of the dreaming dark dumb Thing
That turns the handle of the idle show?

(૧) હે સર્વવ્યાપી
આ બધી રચના મહીં શો તર્ક એ તું ના કહે,
તું રચે તારું ભવન અવકાશમાં–શા કાજ?

(૨) હે પ્રણયહીન, હે દ્વેષહીન!
આ કૃપાદષ્ટિભર્યા ઔદાર્યની સૌ લાગણીથી પર થઈ
કહે, કયા લય પર કરે છે નૃત્ય અહીંયાં આ અસીમ?

(૩) આમ તો એનો કોઈ ઉત્તર નથી.
તો ય એ જાણું
આપણી કરુણા ચહે ગાવાં સ્તવન
એ ઘોર, સ્વપ્નિલ, મૂકનાં
જે કરે છે ચાલતો આ સુસ્ત જગનો ખેલ.*

આ નિરર્થક બ્રહ્માંડનું ગાઢ અંધકારમાં ચક્ર ચાલી રહ્યું છે એ ખરેખર સાચું છે, માયા છે કે કેવળ ઇંદ્રજાળ છે? એનો ગૂઢાર્થ શોધવાના ભલે મિથ્યા પ્રયાસો યુગો પછી યુગોમાં થયા કરે, એની પ્રશંસા અને પૂજા ભલે માનવી કરે પણ એનું સત્ત્વ શૂન્યતામાં છે; એને કારણ નથી, નથી પરિણામ.

બર્ટ્રાંડ રસેલ એના એક ઉત્કૃષ્ટ, હૃદયસ્પર્શી લેખ A Free Man's Worship–(એક સ્વતંત્ર માનવીની આરાધના)માં આવું જ ચિત્ર રજૂ કરે છે; મનુષ્યનું જીવન ક્ષણિક અને શકિતહીન છે. કોઈ પ્રકારનું શૌર્ય, કોઈ પ્રકારનો અગ્નિ, કોઈ પ્રકારનો સંકલ્પ કે સંવેદના મનુષ્યને કબર કે સ્મશાનની પાર લઈ જવા સમર્થ નથી. આજે પોતાના સ્નેહીઓને ખોઈને, કાલે એ ભીષણ, અંતિમ અંધકારમાં એ પણ વિલુપ્ત થશે. એના પર અને આખી માનવજાતિ પર નિષ્ઠુર વિધિનો દંડ મોળોવહેલો પડવાનો જ છે. સારાનરસાથી બેપરવા રહી, સર્જન કે વિનાશની દરકાર કર્યા વગર, પ્રબળ અને નિષ્ઠુર

* આ પંકિતઓનો સુંદર અનુવાદ કરવા માટે શ્રી હરીન્દ્ર દવેનો ઋણી છું.

પ્રકૃતિનું વહેણ વહ્યું જાય છે. મનુષ્ય ભયથી, ભવિષ્યની આશાથી, વિશાળ બ્રહ્માંડમાં એકલતાથી રક્ષણ કરવા દેવો સરજે છે, સર્વશક્તિમાન સર્વજ્ઞ પરમેશ્વરને વંદન કરે છે. પરંતુ પ્રકૃતિ ક્રૂર છે માટે એનો ત્યાગ કરવો ઘટે છે. મનુષ્યનું સાચું સ્વાતંત્ર્ય તો પોતાની સદ્‌ભાવનાથી સરજાયેલા ઈશ્વરની આરાધના કરવી એમાં છે, આપણી ઉત્કૃ પ્રેરણાથી ઘડાયેલા સ્વર્ગનો આદર કરવો એ છે. નિત્ય જીવનમાં, પ્રવૃત્તિમાં, કાર્યમાં, ઇચ્છામાં આપણે પરતંત્ર છીએ; પ્રકૃતિ, કાળ અને વાતાવરણથી અલિપ્ત થઈ શકતા નથી, પરંતુ વિચારસૃષ્ટિમાં, આકાંક્ષામાં આપણે સ્વતંત્ર છીએ, એ દ્વારા આપણી સૃષ્ટિ સરજી શકીએ છીએ અને જીવન હોય ત્યાં સુધી તો મૃત્યુની નિષ્ઠુરતાથી પણ સ્વતંત્ર છીએ.

ટૉમસ હાર્ડીની કૃતિમાં આશાનું એકે કિરણ જણાતું નથી. ઉલ્લાસનું એક તત્ત્વ નથી જડતું. વ્યથા પ્રયાસ અને પીડા, નિરાશા તથા અધમતા ચારે બાજુ જણાય છે મનુષ્યની સફળતા ક્ષુદ્ર છે, એના વિજય ક્ષણિક છે, એનું સુખ ઉપહાસરૂપ છે. અંત તો અંધકાર અને શૂન્યતા છે.

સાઠ વર્ષ પર લખેલા આ મહાકાવ્યમાં—જેમ એનાં બીજાં કાવ્યોમાં અને નવલકથામાં—આજની દુનિયાના પડઘા સંભળાય છે. નિરાશાથી પણ એ અધિક ગાઢ છે, અંધકાર પણ અધિક અંધારો જણાય છે.

આથી કવિ ડબ્લ્યુ. એચ. ઑડને કહ્યું હતું, કે

Thomas Hardy
Was never tardy
When summoned to fulfil
The Immanent Will.

# શ્રીમદ્ ભગવદ્ગીતા : અધ્યાય ૧૨

## ભક્તિયોગ

અનુ.: મનસુખલાલ ઝવેરી

અર્જુન બોલ્યો :

આમ યુક્ત સદા યોગે રહી જે ભક્ત આપને
ઉપાસે ને ઉપાસે જે અવ્યક્ત અવિનાશીને,
તેઓમાં કોણ છે શ્રેષ્ઠ વેત્તા કેશવ! યોગનો? ૧

શ્રી ભગવાન બોલ્યા :

લગાડી મન મારામાં, યોગયુક્ત સદા રહી,
ઉપાસે પરમ શ્રદ્ધા થકી અર્જુન! જે મને,
તેહને માનું છું શ્રેષ્ઠ યોગી હું, ભરતર્ષભ! ૨

નિગ્રહી કિન્તુ પોતાની ઇન્દ્રિયોના સમૂહને,
હિતકાર્ય વિશે પાર્થ! મચ્યા જે ભૂતમાત્રના
અને છે સરખાં જેને સર્વ તેવા મનુષ્ય જે
ઉપાસે સર્વવ્યાપી ને એકરૂપ નિરંતર,
અચિંત્ય ને અનિર્દેશ્ય, અવ્યક્ત, અચલ, ધ્રુવ
અક્ષરબ્રહ્મને તેઓ મને જ પાર્થ! પામતા. ૩-૪

કિન્તુ, અવ્યક્ત શું જેનું ચોંટયું છે ચિત્ત તેહવા
તે જનોનું મહાબાહો! કાર્ય છે કપરું ઘણું;
કેમકે દેહધારીને કાજે છે કષ્ટદાયક
અવ્યક્તની પૂજાકેરા માર્ગે જવું, પરંતપ! ૫

કિન્તુ, જે સર્વ કર્મોને સમર્પીને મને, રહે
મત્પરાયણ, ને યુકત અનન્યભાવથી થઈ
મારા વિશે, ધરી મારું ધ્યાન, મારી ઉપાસના
કરે તેવા વ મારામાં લાગ્યું છે ચિત્ત જેમનું
એવા ભકતોતણો પાર્થ! મૃત્યુસંસાર-અબ્ધિથી
૬-૭ સમુદ્ધાર કરું છું હું શીઘ્રમેવ ધનંજય!

પરોવ મન મારામાં, મારામાં સ્થાપ બુદ્ધિ તું;
૮ જેથી, આ પછી તું રહેશે મારામાં જ અસંશય.

મનને શકય જો ન્હોયે સુપેરે કરવું સ્થિર,
૯ તો મને પામવા ઇચ્છ પાર્થ! અભ્યાસયોગથી.

અભ્યાસ પણ હોય ના શકય તો થા પરાયણ
૧૦ મત્કર્મમાં; કરી કર્મો મદર્થે, સિદ્ધિ પામશે.

કરી આ ય શકે ના તો, મુજશું યોગ સાધીને,
૧૧ નિગ્રહી મન, કર્મોનાં દે તજી ફલમાત્રને.

અભ્યાસથી ચડે જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન ઉત્તમ;
અને ધ્યાનથકી ત્યાગ કર્મના ફલનો ચડે.
૧૨ કર્મના ફલના ત્યાગે શાન્તિ સત્વર સાંપડે,

ધિક્કારે નહિ જે કોઈ પ્રાણીને, મિત્રભાવથી
વર્તે જે સર્વની સાથે, ક્ષમાશીલ, દયાળુ જે,
અહંતામમતાથી જે મુકત, ને સુખદુઃખ છે
સરખાં જેહને, છે જે સદા સંતુષ્ટ, ચિત્ત છે
વશ જેનું, મહાબાહો! જેહ છે દૃઢ નિશ્ચયી,
નિષ્કામ કર્મયોગી જે, મને જેણે સમર્પિયાં
૧૩-૧૪ પોતાનાં મન ને બુદ્ધિ, તે મદ્‌ભકત મને પ્રિય.

જેનો સંતાપ લોકોને નથી ને નથી લોકનો
જેને સંતાપ, ને જે છે મુકત હર્ષ અને ભય,
૧૫ ક્રોધ ને ક્ષોભથી, પાર્થ! ભકત તે છે મને પ્રિય.

અપેક્ષા નથી કૈં જેને, શુચિ ને સાવધાન જે,
તટસ્થ, વ્યગ્રતાથી જે મુક્ત, ને કર્મમાત્રનો
પરિત્યાગ કર્યો જેણે, તે મદ્ભક્ત મને પ્રિય. ૧૬

જે કશાને ન ધિક્કારે, હર્ષ પામે કશાથી ના,
કશાનો ન કરે શોક, આકાંક્ષા ન કશી ધરે,
પરિત્યાગ કર્યો જેણે શુભનો ને અશુભનો,
મનુષ્ય ભક્તિમાન આવો મને કૌન્તેય! છે પ્રિય ૧૭

જેને છે સરખાં, પાર્થ! શત્રુ ને મિત્ર, માન ને
અપમાન, અને ટાઢતાપ, દુઃખ અને સુખ;
આસક્તિ નથી જેને કૈં, નિન્દા ને સ્તુતિ જેહને
સરખાં જ, ધર્યું જેણે વ્રત મૌનનું, જે રહે
મળે જે કૈં અનાયાસે તેથી સંતુષ્ટ, મોહ ના
ઘરબાર તણો જેને, સ્થિર છે બુદ્ધિ જેહની,
ને જે છે ભક્તિમાન્, તેવો છે મનુષ્ય મને પ્રિય. ૧૮ ૧૯

મત્પરાયણ, શ્રદ્ધાળુ જે ભક્તો, કહ્યું તે વિધે
કરે સેવન આ પાર્થ! જ્ઞાનામૃત પવિત્રનું,
તેઓ હે ભરતશ્રેષ્ઠ! મને અત્યંત છે પ્રિય. ૨૦

**ભક્તિયોગ નામનો બારમો અધ્યાય પૂરો.**

**ગઝલ □ કરસનદાસ લુહાર**

પોપચાનાં બારણાં દીધાં વગર,
સ્વપ્ન આવે છે મને કીધા વગર.

ઓડકારો ખાય છે આ આંગળાં,
ડૂંચવાની રાતને પીધા વગર.

એકલો કાં આમ કાઢો છો તમે,
હું નહિ જાઉં મને લીધા વગર.

ટેરવાનાં સરવરો સૂકાઈ ગયાં,
પંખીઓ બેસી રહ્યાં પીધા વગર

## બે કાવ્યો ☐ વિપિન પરીખ

હું ચોર હોઉં
તો
બુદ્ધના નયનમાંથી ચૂપકીથી
શાંતિ ચોરી
ભાગી જાઉં.

☐

## પ્રાર્થના ☐

કોઈ વાર એવું બને
આપણે જવાની ઉતાવળ ન હોય
છતાં
આપણને જલ્દીથી ઉપાડી લેવામાં આવે.

'હમણાં આવશે' 'હમણાં આવશે'
કહી નયન કોઈની પળપળ પ્રતીક્ષા કરતાં હોય
છતાં ત્યારે જ
બળજબરીથી એને બીડી દેવામાં આવે.

આપણે કહેવા હોય માત્ર બેચાર શબ્દો:
"હું જાઉં છું, તમે સુખી રહેજો."
પણ હોઠ બોલે તે પહેલાં જ ઠંડા પડી જાય
ને હવા પૂછ્યા કરે ન બોલાયેલા શબ્દોનાં સરનામાં.

એટલા માટે જ
આટલી નાનકડી પ્રાર્થના કરું છું:
મારી વિદાયવેળાએ
તમે હાજર રહેજો.

☐ મુરલી ઠાકુર

ચિત્રકાર એક નવોઢાનું
ચિત્ર દોરી રહ્યો હતો—
પ્રથમ રાત્રીએ
શયનગૃહ પ્રવેશતી
શમાણાના ગાલીચા પર
હળવાં પગલાં ભરતી
એ નવયૌવનાની ચાલ
એની પીંછીમાંથી રેખાતી હતી.
ઘૂંઘટમાં કંડારાતા રતિનાથના
ભાવ નિહાળવા
એ ઘૂંઘટને જરા
અડવા ગયો
ત્યાં
એની પીંછી જ
મોરપિચ્છની વાંસળી થઈને
લ્હેરાવા લાગી

ત્રણ કાવ્યો ☐ જયન્ત પાઠક

શબ્દો

(૧)

તરતનાં જન્મેલાં બિલાડીનાં બચ્ચાં જેવા
મારા શબ્દો–
એમની આંખો ક્યારે ઊઘડશે?!

ભમરીના દરમાં
નિદરના કીટ જેવા મારા શબ્દો–
એમને પાંખો ક્યારે ફૂટશે?!

અજવાળાથી અંધ બનેલી
ઘુવડની આંખો જેવા મારા શબ્દો–
એમને અંધારું આંજીને દેખતા કોણ કરશે?!

મૌનમાં અચલ
પહાડની શિલાઓ જેવા મારા શબ્દો–
એમને વજ્રાને
ગાતા ને વ્હેતા કોણ કરશે?!

(૨)

આવો આવો,
તમે ઓછાબોલા છો
તેથી મને વધારે ગમો છો.

તમે બેસો છો તેય સંકોડાઈને
બીજાને માટે જાણે જગા રાખીને!

આવો આવો:
તમારા શ્વાસોચ્છ્વાસના મૌનમાં
મારી કવિતાને બોલવા દો.

(૩)

શબ્દો, તમે તો
કોઈ અનામી નદીના પટમાંથી
આદિવાસી બાળકોને જડેલા હીરા–
રમતમાં જ ઘસાઈઘસાઈને
બની જતા
પહેલદાર ને ઝગમગતા.

શબ્દો, તમે તો
તમસાને તીરે
ક્રીડારત ક્રૌંચની ચીસ–
આદિ કવિના શોકમાંથી
પ્રગટેલું આનંદગીત.

શબ્દો, તમે તો આકાશ–
ઊર્ધ્વમૂલ અશ્વત્થની આ પૃથ્વી-ડાળે
ક્યારેક ઊતરી આવો છો
ટહુકવા
કોઈ કવિકંઠને માળે.

અનુ.: હરિવલ્લભ ભાયાણી

## ૧. એ જ ક્ષણથી □ પ્રાકૃત

જે ક્ષણે આશ્લેષ છૂટે
એ જ ક્ષણથી
એ પ્રવાસી, હું ય પ્રોષિતભર્તૃકા.

□

## ૨. આપણ બંધે □ પ્રાકૃત

પોથીપંડિત! આવ રે, બાળક!
ભીડ મને ભુજબંધે
છોને જઈએ નરકે
યદિ સાથમાં આપણ બંધે.

□

## ૩. રે અવિચારી! □ પ્રાકૃત

રે અવિચારી!
પ્રવાસનાં પરિયાણ ફરી તેં આદરિયાં?
આ કેશ વેણીના
હજુય થયા નથી સીધા, વાલમિયા!

## ૪. ક્રમે ક્રમે □ સંસ્કૃત

આ તો જાસુદના પુષ્પગુચ્છ...
હવે લહું, મદમત્ત - યવની - કપોલ
પિંગળો કો મધુ-ચય અવ આવ લસે...
અવ દીસે અવનવું સુવર્ણ અંભોજ ...
ધરે હાવાં તગરના ફૂલ કેરી આભા—
ક્રમે ક્રમે
પરિણમે
અહો, કશી નવોદિત ચંદ્રની પ્રભા!

□

## ૫. નિજ પદવી પામી □ સંસ્કૃત

લપીછૂપી જે જળકિનારે
સ્હેજ કળાઈ ચંદનકારે
સળવળતી મૃણાલને હારે
ને ચંદ્રસહારે -
રે લીલમલીલે કદલીકાનન
જે ઘડીમાત્ર વિરામી,
શીતળતા
પ્રિય કંઠાશ્લેષે અવ નિજ પદવી પામી.

ત્રણ કાવ્યો ☐ પન્ના નાયક

## ૧. તૂટવાનું તો એને હતુ

મારા
મૃત કાવ્યને
ફંફોળવાથી
કશું હાથ નહીં આવે.
એને ભલા,
દફનાવી જ દો.
સિવાય કે
ઓટોપ્સીમાં
ચૂંથી ચૂંથીને
મર્મસ્થળે
પહોંચશો તો
કદાચ
હાથ લાગશે
અથડાઈ અથડાઈને
તૂટી ગયેલા
વહાણોનો ભંગાર
અને છતાંય
વર્ષોથી
અડીખમ ઊભો
ભવ્ય Iceberg.

—તૂટવાનું તો એને હતું!

## ૨. કેટકેટલે વર્ષે

કેટકેટલે વર્ષે
દ્વાર ટકોર્યું
પત્ર લીધો
ખોલ્યો
અજાણ્યા અક્ષરો
ઉકલી નહીં એ લિપિ
ઝાંખી શાહી
– વહ્યા સમયની વાચા
પાસપાસ ને ગીચોગીચ
વળી વળીને લખ્યું વંચાતું વાંકુંચૂંકું
છેલ્લે
'વર્ષોનું આ કો'ક વિખૂટું'
ને એ શબ્દો સાથે ઝર્યાં બુંદ બે
કેટકેટલે વર્ષે
આંખ ઉકેલે આંસુ

## ૩.

કંઈ હાલતું નથી
કંઈ ચાલતું નથી
પવન પડી ગયો છે
ઘાસના શ્વાસ અને ઉચ્છ્વાસ સંભળાય
એટલી નીરવતામાં
ઘડીભર ખળભળાટ મચાવવા
ક્યાંકથી આવી ચડ્યું પતંગિયું
ઘાસ પર બેઠું
(શી ખબર જીવ ન ચોંટયો કે શું?)
ઊડ્યું. ક્યાંક અદૃશ્ય થઈ ગયું
અને નમેલું ઘાસ
પાછું એની જગ્યાએ સ્થિર થઈ ગયું.

## કુંડાળાં ☐ જગદીશ જોષી

રસ્તાની બત્તીઓનાં અજવાળાં
મારી અંધારી ભીંતો પર
કુંડાળાં ચીતરે છે.

એને કોણ કહેશે કે
તારો ભૂતકાળ મારી આસપાસ
એમ જ
કુંડાળું થઈને પડ્યો છે
અને એ કુંડાળાના મધ્યબિન્દુ તરીકે
મારો ભવિષ્યકાળ છે!

રમતાં રમતાં રેતીમાં ગાળેલા ખાડામાં
આજ સમુદ્ર અવાક્ લપાઈ ગયો છે–
અને ધૂઘવ્યા કરે છે કિનારા પરનાં છીપલાં!
જળચર જીવોની મને દયા આવે છે:
એ બિચારાં ક્યાં જશે?

તે દિવસે
ખટારા સાથે અથડાયેલા એક શખ્સનું શરીર
રસ્તા ઉપર કેવું દિશાદિશામાં વેરાઈ ગયું હતું?–
......કોઈના ભગ્નપ્રણયને આલેખતા
પત્રોની જેમ!

તે શખ્સે ચીસ નહોતી પાડી–
અને પાડી હોય તો મને ધ્યાન નથી.
ખટારાનો નંબર લેવામાં હું વ્યસ્ત હતો.

હસ્તરેખા-જ્યોતિષીના જાહેરાતના પાટિયામાં
મારી રેખાઓ ઊછળે છે:
સમુદ્ર શાંત છે
રેતી સફેદ છે

કૂતરું કાળું છે......
એ કોઈ ગંધનાં સગડ શોધે છે.

એને કોણ કહેશે કે એ ગંધ તો
મારી અંધારી ભીંતો પર કુંડાળા રૂપે
હેમખેમ છે?

શિયાળને લાંબા સાદે રડવું ગમે
એવી રાત પડી ગઈ છે......

*A NIGHT OF MY LIFE* □ Ruchir Joshi

As I turned tormented
By the stormy waters of my mind
My heart screamed at me,
My brain pulled its hair out
I winced, as I thought of the world
Its computorised complications
Its stinking slums and champagne

As I kicked the embracing blanket off
And pulled it back again
My veins thundered in my head
Sobbing softly rising soberly
I thought of frustration and helplessness
Of the poor and the rich
I thought I saw an illusion of
A faint unreachable silver lining



શહીદ □ ડેવિડ ડીઓપ □ કંચન પારેખ

[આફ્રિકન કવિતા]

પેલા ગોરાએ
મારા પિતાને મારી નાખ્યા
મારા પિતા
અભિમાની હતા,
એ ગોરાએ
મારી માતાને ભોળવી હતી,
મારી માતા ખૂબ સુંદર હતી.
એ ગોરાએ
મારા ભાઈને સળગાવી દીધો
–ભરબપોરના! સૂર્યના તાપમાં
મારો ભાઈ
ખૂબ મજબૂત હતો.
એ ગોરો એના કાળા લોહીથી
ખરડાયેલા લાલ હાથે મારી તરફ ફર્યો,
અને એક વિજેતાના સાદે
એણે મને હુકમ કર્યો:
એઈ છોકરા,
ખુરશી લાવ, નેપકીન લાવ અને દારૂ લાવ

પ્રિય સુરેશ,

લોકો 'દરિયાવ દિલ' જેવો શબ્દપ્રયોગ કેમ કરતા હશે? કોઈના ય દિલમાં એકી વખતે એકથી વધારે બેઠક ખાલી હોય છે ખરી?

સારું છે તમે નિર્ણાયકને પ્રત્યેક અંકમાં ફક્ત એક જ કાવ્યને પસંદ કરવાનું કહો છો. કોઈ એકનું રૂપ તમારે હૈયે વસે એનો અર્થ એવો થોડો થાય કે તમે અન્યને કુરૂપતાનું પ્રમાણપત્ર આપ્યું? તમે અન્યને રૂપાળાં ગણો તો ય પેલા નાનકડા દિલમાં બીજું આસન નથી તેનું શું?

**પન્ના નાયકના** કાવ્ય 'પ્રતીતિ'એ મને ફરી એક વાર પ્રતીતિ કરાવી આપી કે કવિતા એના માધ્યમ કવિ પર રીઝે ત્યારે એની એ પ્રક્રિયા નિર્બંધ હોય છે. વહી જવાની એની વિધિમાં કોઈ અવધિ નથી હોતી. ક્યારેક કોઈક મર્યાદા વરતાય તો તે કવિતાના અમી ઝીલનારના ખોબાના કદની.

'પ્રતીતિ'માં નીરવતાના સર્વ પ્રતિરૂપોને પન્ના ઓળખતા કરવા ચાહે છે. અસ્તિત્વ માત્રને જો આડવેર હોય તો તે અરવતા સાથે. આ વિચારને મન ભરીને, અને ભરાઈ આવેલા મને, એકવીસ પંક્તિ અને બેંતાળીસ શબ્દોમાં પન્નાએ બહેલાવ્યો છે. આમ આ કાવ્યકૃતિએ એક સુડોળ અને સંપૂર્ણ આકાર પકડ્યો છે.

પાર્થિવ સમૃદ્ધિના જન્મસ્થળમાં પરદેશમાં ઘર કરી વસેલી આ કવયિત્રીની કલમમાં અપાર્થિવ દર્દ ટપકે છે. કુદરતે પણ મૃગજળના ઉદ્‌ભવસ્થાન તરીકે સહરાને જ પસંદ નથી કર્યું?

ખૂબ માણ્યું છે મેં પન્નાના આ કાવ્યને

ભાલ મલજી

**LIFE'S LABOUR** ☐ Amita Mody

It was a lesson in living,
When I attempted to steal the blue of the sky,
To paint the wind.
Creation ends in attempts,
There are no results.

## કાગળના સમુદ્રમાં ફૂલોની હોડી ☐ સુરેશ દલાલ

પીધેલની આંખ જેવી
BAR-ROOMની રોશનીમાં
સિગારેટના ધુમાડા
લથડિયાં ખાય છે.

BAR-ROOMની બારીમાંથી
અજવાળાં ઓઢીને રખડતી રાતને
પડદો હટાવીને જોઉં છું.

ઘૂંટડે ઘૂંટડે રાતને પીતાં માણસો
અને ખાલી થતી જતી બાટલીઓ
Icecubesથી ભરેલો ખુલ્લાં સ્તન જેવો Bowl
નગર-નારીશ્વરની યાદ આપે છે.

ટેબલે ટેબલે
આદમની આદત બેઠી છે.

લોહીમાં ભળી ગયેલા Alchoholને લીધે
રાત અસ્વસ્થ પણ થતી નથી.
બધા જ ધીમે ધીમે
સંભાળી સંભાળીને વાત કરે છે.

બેફામ રીતે બોલતો બબડતો
PRIMITIVE MAN
રઝળતી રાતને
અહીં અચાનક અંધારું થાય
તો કદાચ
જોવા મળે તો મળે!

કહે છે, કે
ખૂબ પીધા પછી
સામે બેઠેલા માણસો

દીવાલ પર ટાંગેલાં ચિત્રો જેવા લાગે છે
અને એમનો અવાજ
જાણે કે દૂરદૂરથી
ગુફામાંથી આવતો હોય એમ
પતંગિયાની હોડીની જેમ
વાતાવરણમાં તરતો રહે છે.

પણ અહીંનો તો એકેએક માણસ
શેતરંજ જેવો......

અહીંના Air-Conditioned
Atmosphereને
અનુકૂળ આવે એવા ડ્રેસમાં
રૂપાળી પ્યાલીઓ સાથે ફરતા વેઈટર્સ
સાકીનો તો ખ્યાલ પણ આપતા નથી.

અહીં કોઈ માણસ
કદાચ
લપસી જાય તો
એને ઈજા ન પહોંચે
એટલા માટે જ
શું આ Red Carpet પાથરી છે?
Red Carpet...
હૉટેલના ઊંચા મજલાની જમીનનું
તળિયું ન દેખાય
એ માટેનું Sophisticated આવરણ.

ગણીગણીને
ગણતરીમાં વીતી ગયેલો
કોઈનોયે દિવસ
Carpet પર
લથડે તો કેવું સારું!

એકાન્તમાં પણ
કોઈ ગણગણતું નથી
"મુજકો યારોં માફ કરના
મૈં નશેમેં હું."

બાજુના ટેબલ પર
એક આધેડ વયની નારી
લળી લળીને
એના પુરુષને ચુંબન કરવાના
ચાળા કર્યા કરે છે
ત્યારે
હાડકું ચાટતા કુત્તાનું ચિત્ર
કેમ ઊપસી આવે છે
તે હું મને
સમજાવી શકતો નથી.

દોસ્ત આદમના બગીચામાંથી
એક ઝાડ ઊખડી પડયું છે
અને એનો આખો બાગ
કથળી ગયો છે.

ઝાડને ફરી પાછું આખું ને આખુ
વાવવાની
બધાં મળીને કોશિશ કરીએ છીએ
પણ વળેલું ઝાડ
બળેલું ઝાડ
રહી રહીને જમીન તરફ ઢળી પડે છે.

ઊડી ગયેલાં પંખીઓ
ઝાડ પર આવીને બેસે છે
પણ કૂજનની ક્રીડા કરતાં નથી
પાનખર હઠતી નથી
અને વસંત આવવાની વાત પણ કરતી નથી.

બાગમાં હવે ઝાડ નહીં
પાનું ફૂટેલાં ફ્લાવરવાઝ ગોઠવેલાં હોય
—એવું લાગે છે.
ખૂણામાં ક્યાંક પડેલું આરસનું પૂતળું
રતિ–કામદેવના મૈથુનની
STILL–LIFEને
અહીંના સંગીતની જેમ
વહેતું કરે છે.

હવા
ઉમર ખૈયામની રુબાઈયતને
પ્રેમની પ્રતીતિ આપવા માટે યત્ને-પ્રયત્ને
ગોખે છે.
આદમ
જાણે કે કાનમાં આંગળાં ખોસીને બેઠો છે.
આદમ આદમથી થાકી ગયો છે
આદમ ઈવથી થાકી ગયો છે
અને એ પોતાની થકાવટની વાતને
ઘૂંટડે ઘૂંટડે ગળે ઉતારે છે.

ઈવને પૂછશું તો
એને પણ
આદમ સામે ફરિયાદ સિવાય કશું નહિ હોય.
આટલા બધા માણસોની
લગ્ન વખતની શુભેચ્છાઓ ખોટી હતી
કે લગ્ન???

કહે છે, કે
હસ્તમેળાપ વખતે તો
હથેળીમાંથી કંકુના ફુવારા ફૂટ્યા'તા
ને શયનખંડનાં ફૂલોમાં
'શૃંગાર-શતક'ની સુવાસ હતી.

"આ કે આવી વાતમાંથી કે રાતમાંથી
કશું જ નીપજતું નથી
અને અંતે તો માણસે પોતે જ
પોતાની નિષ્ફળતાનો નકશો
વીંટી લેવાનો છે."
—એવું એવું કહું છું
ને હું મને OUTSIDER જેવો લાગ્યા કરું છું.

દોસ્તના લગ્ન વખતે
મેં શુભેચ્છાનો પત્ર લખ્યો હતો
પણ કાગળના સમુદ્રમાં
ફૂલોની હોડી ઊંધી વળી ગઈ.

ગલપક્ષીની જેમ
દીવાદાંડીની આસપાસ
અક્ષરો
થોડીક વાર ચકરાયા
અને અંતે
સૂરજના ક્રૂર તાપમાં
શોષાઈ ગયા

હવે
BAR-ROOMમાંથી દેખાતી
નગર પરની બત્તીઓ
લગ્નમાં આવેલા સાજનમાજન જેવી
Outsider ના Procession જેવી લાગે છે.

બત્તી કરીએ છીએ ત્યારે
અંધારું તો હોય જ છે
પણ
અંધારું દેખાતું નથી.

નિષ્ફળતાના નકશાને
પોતે જ વીંટી લેવાની
ડાહી ડાહી ફિલોસોફીની વાતો કરીએ છીએ
ત્યારે
વ્યથા તો હોય જ છે.
વાતોથી આપણે
વ્યથાને શબની જેમ શણગારીએ છીએ,–
–એટલું જ!

ગાઇ જ બોલાયેલા શબ્દો
મને ખોટા ન લાગે માટે
પાસે પડેલા કાજુના સ્વાદની મદદથી
શબ્દોને
વાતાવરણમાંથી હાંકી કાઢું છું

થોડીક વાર
કશું યે બોલ્યા વિના
મૂગા મૂગા, ચુપચાપ બેસી રહીએ છીએ,
બહાર નીકળીએ છીએ.

Paralysisના Attack પછી
હૉસ્પિટલમાં
માંડ માંડ ચાલતા દરદીની જેમ
લાકડીને ટેકે ટેકે
રાત ચાલે છે

પાર્ક કરેલી કાર પાસે આવીએ છીએ.

ગાડીને પોતે સાચવીને ઊભી રહી છે
એવો 'દાવો' કરતી
એક ભિખારણ જેવી બાઈ
ખાલી હાથ ધરે છે

ને મારો દોસ્ત
ભરેલા ગજવામાંથી નાનકડો
નકામી સલાહ જેવો સિક્કો
બાઈની હથેળીમાં મૂકે છે.

કહે છે, કે
હસ્તમેળાપ વખતે તો
હથેળીમાંથી કંકુના ફુવારા ફૂટ્યા'તા.

ગાડીની ગતિમાં કોઈ ફેર પડતો નથી:
વરસાદ પડે તો પણ
ગાડી સ્લીપ નહીં થાય
અને વાઈપર્સ લથડિયાં નહીં ખાય
એની ખાતરી છે.

હવે તો
BAR-ROOMમાં માણસ
સ્વસ્થ રહી શકે છે એટલે જ
BAR-ROOMની રોશની
પીધેલની આંખ જેવી હોય છે
અને
સિગારેટના ધુમાડાઓ
લથડિયાં ખાતાં ખાતાં ગણગણે છે:
"ફિર કભી ફુરસદસે સોચેંગે
ભલા થા, કયા બૂરા....."

('જન્મભૂમિ')

## ગીત ☐ મહેશ શાહ

એસ.ટી.ની બારીનો સળિયો ઝાલીને પછી ઊંચું જે જોઈ લીધું તેં
ભાથું પ્રવાસતણું નેણમાં ભરીને તને એટલામાં લઈ લીધું મેં.

થડકો લાગ્યો ને બસ જેવી આ ઊપડી તેં
ધીમેથી લઈ લીધો હાથ
કંકણુના શ્વાસ ઊંચા ઊંચા સંભળાયા જ્યારે
હૈયે આવીને રહ્યો હાથ.
મારી બેઠક નીચે પૈડું સરકયું ને વહી લાવ્યો પાલવ પવન છેક.

પાદરને કોરે મૂકી દોડી બસ એમ જાણે
ગામની નદીનાં વહ્યાં નીર,
વીતી વેળાને રોકી લેવાની કોઈ મને
આવડે તો શિખવાડો રીત.
ડમરીનું એક એવું મોજું આવ્યું ને વાટ ખાલીખમ જોઈ લીધી તેં
એસ.ટી.ની બારીનો સળિયો ઝાલીને પછી ઊંચું જઈ લીધું તેં

## બે ગઝલ ☐ અહમદ મકરાણી

### સ્મરણ

કોઈને જોયા હશે—-ની યાદ છે,
મેળવી ખોયાં હશે—-ની યાદ છે.

છે હરણની છાપ રણમાં તો હજી,
ઝાંઝવે ટોળાં હશે—-ની યાદ છે.

ટેરવાંનાં તોરણો અટકી ગયાં,
સ્પર્શને પ્રોયાં હશે—-ની યાદ છે.

આયનામાં ડાઘ કાજલનો હતો,
બિંબ ખુદ મોહ્યાં હશે—-ની યાદ છે.

## મારી પ્રિય કવિતા □

પ્રિય સુરેશભાઈ,

આખરે મારી પાસે લખાવ્યા વગર તમે ન ઝંપ્યા. તમે જીત્યા. સંકોચનો ભાર તથા લખવાના મહાવરાના અભાવ અંગે 'મારી પ્રિય કવિતા' વિશે આરંભ કરતાં અણધાર્યો વિલંબ થયો.

'આત્મની આરામગાહે' ૧૯૫૪માં પહેલી વાર વાંચી. સોંસરવી ઊતરી ગયેલ એમ કહું તો ચાલે. તેના કવિ શ્રી મકરન્દ દવેને બિરદાવવાનો કોઈ ઈરાદો નથી. સત કેરી વાણીના ગાનારને એની વાણી જ બિરદાવતી હોય છે. મકરન્દ દવેની આ શ્રેષ્ઠ કવિતા છે તેવું કોઈ ન સમજી બેસે. બીજા કવિએ આથી સારું પણ લખ્યું હશે. કવિને તોલવાનો કોઈ પણ પ્રયાસ મારા મનમાં નથી, મારું ગજું નથી અને મારો વ્યવસાય પણ નથી. પણ મને વીસમી સદીના એક મહામાનવ, તત્ત્વચિંતક, સંગીતજ્ઞ અને વ્યવસાયે ડૉક્ટર આલ્બર્ટ શ્વાઈત્ઝર યાદ આવે છે— "Sometimes our light goes out but is blown again into flame by an encounter with another human being. Each of us owes the deepest thanks to those who have rekindled this inner light.

કાવ્યમાં ભાષાની સાદગી છતાં મર્મભિદે તેવી તીક્ષ્ણતા વ્યાપક છે. હૃષીકેશ પાસે છીછરા દેખાતા પણ ગહનતમ્ ગંગામૈયાના સ્વચ્છ અને સરળ પ્રવાહ જેમ આ વહી જાય છે; સ્વૈચ્છિક વિહાર કરતી વાદળીના સ્પર્શ જેવી મૃદુ પણ ઊર્ધ્વગામી છે. જીવનના સ્રોતને ઈહલોકમાં કે પરલોકમાં અવિરત રાખતી શ્રદ્ધા કેટલી સચોટતાથી કવિ વ્યક્ત કરે છે?

**હરકીશન કોટીચા**

---

* ડૉ. હરકીશન કોટીચા Surgeon છે

## આત્મની આરામગાહે ☐ મકરંદ દવે

તમે જેને ચહો છો એ કદી તમને ન ચાહે
તમે જેને કહો છો ચાલ, તે ના'વે તમારા એક રાહે
જિંદગી સસ્તી નથી
ને એ મળી તમને અમસ્થી યે નથી
વેડફો શાને નિરર્થક આંસુ ને નિ:શ્વાસ ને આઘાત આહે!

તમે આગે ચલો!
આગ છોને અંતરે છૂપી જલો
પણ જિંદગીમાં સ્મિત ભરીને બળ ધરી પંથે પળો.

આજે જે તમને ન ચાહે
છો ન આવે એક રાહે
એ જ જો દીવો હશે સાચો હૃદે
તો આપ મેળે આવશે દોડી પથે.

ને જિંદગીમાં જો નહીં તો –
ના હવે એ વેડફો નિ:શ્વાસ ને આઘાત આહે–
રાખજો વિશ્વાસ કે એ આવશે આખર નકી
ઉજ્જવળ તમારા આત્મની આરામગાહે

## નવવધૂની સખીઓનું ગીત ☐ રુઆંદા ☐ કંચન પારેખ

[ આફ્રિકન કવિતા ]

હે, સુંદર નવવધૂ, તું રડ નહિ,
તારું લગ્નજીવન જરૂર સુખી નીવડશે,
હૈયાધારણ રાખ, તારો પતિ સારો હશે,
અને તને પણ, તારી માતા અને તારી કાકીની જેમ,
ઘણાં બાળકો થશે:
બે, ત્રણ, ચાર...

મુક્ત બન, અને બીજાની જેમ વરતવા માંડ.
પુરુષ એ કાંઈ ચિત્તો નથી,
પતિ એ કાંઈ વાવાઝોડું નથી,
તારી માતા પણ તારા પિતાની પત્ની જ હતી ને!
કામ કરવાથી તું કંઈ મરી નહિ જાય.

દળણું દળવાથી તું મરી નથી જવાની,
વાસણો માંજવાથી પણ તું મરી નહિ જાય,
કોઈ પણ માણસ ઈંધણ એકઠા કરવાથી
કે કપડાં ધોવાથી મરી જતું નથી.

આ કાંઈ અમે તારું ગોઠવ્યું નથી.
અમને તો તું એટલી બધી વ્હાલી છે કે,
અમને તો તું જાય એવી જરાય ઇચ્છા નથી.
આ તો તારા સૌંદર્યને લીધે થયું છે.
અને તું તો પાછી જાજરમાન પણ ખૂબ જ છે ને!
અમે તો તારા આંસુ પાછળ તારો ઉલ્લાસ જોઈએ છીએ

આવજે, તારો પતિ અહીં ઊભો છે
અને તને તો હવે અમારા
આશ્વાસનની જરૂર હોય એમ લાગતું નથી..



□ પ્રબોધ જોશી

રેકર્ડ ઉપર
ઘસાઈ ગયેલી પીન
ફરવા લાગે
કે–
ઘણાં વર્ષો પહેલાં રહેતો હતો
એ શેરીમાં
આદતના જોરે
ચરણ વળે ... ...
કે–
વર્ષો કેડે કોઈ સ્વજન મળે
ને હું મારા પરિચિત દાદરનાં
એકસામટાં
પાંચ પગથિયાં કૂદી જાઉં
એમ થોડીક, ગદ્યાળું પંક્તિઓ
વળોટી,
લયની લિસ્સી ત્વચાને સ્પર્શું
ત્યાં લગીના સમયને
મારે કોઈ નામ આપવું બાકી છે.
બનવાજોગ છે કે–
હું મારી જૂની કવિતાઓને
Off–printના નામથી જ ઓળખતો હોઉં.

એક કાવ્ય □ અશરફ ડબાવાલા

મને વિદાય આપવા
તત્પર થયેલા એ બારી-બારણાંઓને
ખબર નહિ હોય કે
હું ઘર સમજીને પ્રવેશ્યો હતો
અને મકાન સમજીને
છોડી શકું તેમ નહોતો.

બત્તી બુઝાવવા માફક
બધું ભૂલી જવાનું મને સૂચન હતું
અને એને હાથમાં રાખીને
દોરી પર ચાલતા નટની જેમ
મારે આગળ વધવાનું હતું.

હવે જ્યારે હું
શ્વાસ નથી લઈ શકતો
ત્યારે મને ખબર પડે છે કે
બરફના રસ્તા પર
પગલાં રાખી જવાના મારા પ્રયાસે
મને ઠંડા પાણીમાં
ડુબાડી દીધો છે.

## બે કવિતાઓ □ પ્રકાશ દવે

પાંપણની પાંખ પરથી
ખરી પડેલાં મારા સ્વપ્નને
હું શોધ્યા કરું છું

મોરપીંછના રંગ–
અને
સૂરજનાં કિરણમાં
એ ક્યાંય અટવાઈ તો નહીં ગયું હોય?

કદાચ
એ પીગળી ગયું હશે,
પાણીમાં બરફની જેમ

અને
મને તો
પાણીનો બરફ
કે
કિરણનાં મોરપીંછ
કે સ્વપ્નાં

એવા કશાયનાં સર્જનનો કીમિયો
હજી લગી તો આવડ્યો નથી.



ટાઈપરાઈટરના અવાજમાંથી સરી પડતો અક્ષર
કાગળનાં જીવન પર અંકિત થઈ જાય છે.

જીવન-મૂલ્યનાં સરવાળા-બાદબાકી હજી લગી તો
મને આવડયાં નથી,
કાં એ એટલા સરળ લાગે છે કે
ઉકેલવાનું દિલ થતું નથી.
અથવા
એનો કોઈ ઉત્તર મળતો નથી.

અક્ષરોને હું નક્ષત્ર-મંડળમાં ફેરવી દઉં
જો તમે આ કાગળને આકાશ બનાવી દો તો



## Book–Worm □ પ્રબોધ જોશી

ટેબલ-લેમ્પના
તગતગતા ગોળા નીચે
આખ્ખીય રાત બેહોશ પડી છે
અને હું તેનું ઑપરેશન કરું છું
એવું મને થયું એ ક્ષણે જ
મારા પુસ્તકમાંથી એક પછી એક
પછી એક અક્ષરો અ...લોપ
થતા ગયા...
ને–
હાઈ-વે ઉપર નવીસવી મોટર
દોડવા લાગે તેમ
બે લીટીઓ વચ્ચેની જગ્યા
પહોળી થતી ગઈ,
હું દોડવા લાગ્યો
Book–Worm બનીને

બે કાવ્યો □ રાજેન્દ્રસિંહ રાયજાદા

## હું, વરસાદ અને વસંત

ગામને પાદર
વહી જતી નદીમાં
ધૂબકા મારતા છોકરાઓને
કે
પાણી પીતી પીતી
પાણીમાં સેવાળ મારતી ભેંસોને
હું ભેટી શકું નહીં.
ધરાઈ ધરાઈને વસંત પીતી
ડાળખીઓ પર
ફૂટી નીકળે છે કૂંપળો.

હું વર્ષોથી ઊભો છું પાદરમાં
વર્ષોથી ભીંજાઉં છું પાદરમાં
વરસાદ વરસે
—ને
ઊગી નીકળે ઘાસ
મારી આસપાસ
મારી ઉપર વરસે વરસાદ અને વસંત

પણ
પાદરના પીપળાની ડાળ
હું તો—
પથ્થરનો ચોકીદાર.

## સમય

સમય ક્યારે ય હતો જ નહીં
ગળે દોરડું બાંધીને
લટકી જાય માણસો.
સમય એટલે માણસોનાં લટકવાં ગણ
જ્યાં સુધી માણસો લટક્યા કરશે
સમય ઝૂલ્યા કરશે.
દોરડાને ગળામાંથી કાઢી લો
તો સમજશો
કે
સમય એટલે બે વસ્તુઓ વચ્ચેનો અવકાશ
બે ગતિ વચ્ચેની સ્થિરતા
પૃથ્વી—સૂર્ય—આકાશગંગાઓ વચ્ચેનું
અનંત પોલાણ
બધું જ પૂરું થઈ જાય
બધું જ સમાઈ જાય
છતાં
અંતે અનંત પોલાણ બચી જાય.
પોલાણનો અંત જ નહીં!
સમય ક્યારે ય હતો જ નહીં.
લટકતા દોરડાના ગાળિયામાં
માથું મૂકો નહીં.
પણ ગાળિયાના અવકાશમાંથી જુઓ
તમને દેખાશે
કે
માત્ર તમે જ છો
સમય ક્યારે ય ..

□ કમલ વોરા

આવાજની બરછટ ત્વચા પર
બાઝેલા સૂર્યો
ઝાકળની નિ:સહાયતા અનુભવે છે
ને
માઈલ પહોળા કાન
કંઈ સાંભળી શકતા નથી.
આંગળીઓમાં ઊછળતો સ્પર્શનો અશ્વ
બેશુદ્ધ થઈને ઢળી પડયો.
લક્કડખોદની ચાંચ જેવી દષ્ટિ
દિશાહીન રખડે છે.
નીરવ નીરવ નીરવ
મારી પાંચે ઇન્દ્રિયો બધિર-બુઠ્ઠી..
હું
છૂટયા તીર-શો
મારી ઇન્દ્રિયોની ક્ષિતિજ બહાર પહોંચી જાઉં.
ભીતર ધુમ્મસનાં પીંછાં ફરફરે
ભીતર છોળાય દરિયો..
ભીતર...
અને
આવાજની બરછટ ત્વચા પર
બાઝેલા સૂર્યો..

## એક કાવ્ય □ અશરફ ડબાવાલા

તો પછી
આપણે બીજાઓની જેમ
જીવી નાખીએ.

ઘરને ફ્લેટ કહીએ
ઉંબર સુધી આવનાર પગલાંને
કોલબેલના અવાજરૂપે
યાદ કરીએ.
●
સાયકોલોજીમાં Interest લઈએ.
ગમે તેનું Psycho-analysis કરીએ
●
બાળકોને કેડબરી આપીએ.
એક્વેરિયમની માછલી માટે
નિયમિત ખોરાક લાવીએ.
●
દીવાલ પરથી પડીને
ફૂટી ગયેલી બાપૂજીની છબી જોઈ
"Survival of the fittest"નો
Topic ખોલીએ.
અને
ર[illegible]તાં પાંદડાંને
કહીએ[illegible]

## કાચાં કાચાં આંસુ □ ઉશનસ્

જુઓ કોઈ, કોઈ રડરડ રડી આ રતિ અહીં,
પૂછે કોઈ કોઈ, પણ મૂંગી કશું બોલતી નહીં,
બીજા જેવું કહેવું પણ કશું નથી રાવ તરીકે,
અને પાછી પોતા મહીં ચડી જતી રુદ્ધ હીબકે;
અરેરે, આ કાચાં તરુણ વયનાં દર્દ, કરુણ!
અરે, આવાં કાચાં નયન પ્લુત કાચાં ય રુદન!

મળે ના પ્રીતિની કથીય પૂરી પાકી સમજણ,
અને કંપે કાચી કુચની કળી કાચી ધડકને;
બન્યું તો લાગે છે આવું કશુંક : કાચા વચનના
કૂંડાળામાં એનો પગ પડી ગયો કોઈ, અથવા
ફૂટી કાચી પર્પોટડી ફૂટી ગઈ, નીકળી હવા;
ડિયે રે આંસુની ટીપકી ક્યમ બેઠો ગહનના?
તું રો, રો; રોવા તું કર અબુધ! કાચા હગણુ,
પછી તો આ આંસુ પણ ક્યહીંથી પાકી સમજણે?



## નાતાલ □ લીન ખિલ્ડર □ જગદીશ જોષી

કૅટેલૉગમાંથી મને ગમતી સઘળી
રૂપકડી ભેટો તારે માટે ખરીદી લેવા
આ વર્ષે પણ
પૈસા નથી,
અને માલદાર થાઉં ત્યારે
ખરીદવાની ચીજોની યાદી બનાવું છું.
એટલે, શક્ય છે તે તને આપું છું.

આવતી કાલે સવારે
તું મને જગાડીશ ત્યારે
હું તારા સામે મલકાઈશ—
અને ઇચ્છું કે તું પામી શકીશ

## વાદળાંના વચનો □ પન્ના નાયક

ભરબપોરે
ઘનઘોર ગગન
પણ
મને દેખાઈ ફક્ત
એની પાછળ સંતાયેલી
નીલિમા—
જાણે તારું મન

સાંજ નમી

તું આવ્યો
તારા ટકોરા
ક્યાંય સુધી સંભળાયા નહીં
જ્યારે બારણું ખોલ્યું
ને વર્ષાભીંજ્યા
તારા શરીરમાંથી
વૃક્ષોની ફોરમ આવી
ત્યારે જ
યાદ આવ્યાં
બપોરનાં વાદળાં—

કાલાં નહીંનાં
વાદળનાં વચનો

## TO MY SHADOW □ Amita Mody

You are a model witness to my folly.
Observing my existence with saintly detachment.
I am full of greedy illusions,
But you are content with the formless silence:
In company, we balance the burden of earth.

Those around me try to mould my life;
But do they feel my pulse?
You belong to me,
But so wisely keep me free.
We are destined to share this journey
And in the end we became one,
May be in your silence.

## નગરને મહામાર્ગ □ પ્રિયકાન્ત મણિયાર

નગરનો મહામાર્ગ
ભારે ભીડ સરી જતી સાયકલ માંડ માંડ
પાછળના કેરિયરે ફૂલોભરી ફાંટ
અચાનક છેડો એક ગયો છૂટી
ટ્રાફિકના પોઈન્ટ પાસ
અહીંતહીં ફૂલ ગયાં વેરાઈ
ગ્રીન લાઈટ હોય
ઝડપથી જતી મોટર તો કશુંક તારવીને પડી જતી ધીમી...
એકાદબે ફૂલ જો બચે...



## વિમાસણમાં ☐ દિનેશ દલાલ

પડદો ક્યારે ઊઘડે છે
અને ક્યારે દિનેશ રંગમંચ પર પ્રવેશ કરે છે
એની એને ખબર નથી.
સામા પાત્રને જોઈને
સં-વાદોની આપ-લે કરીને
દિનેશ એનો પાઠ ભજવે છે
અને વર્તે છે પ્રેક્ષકની જેમ.
નેપથ્યમાંથી કોઈ Prompt તો કરે છે
પણ
આ ફરતા રંગમંચ પરથી ઊઠતા
સંવાદોના પડઘાઓનાં વર્તુળો
ક્યાં ક્યાં ચોકઠા જમાવે છે
તેને જોવામાં પડ્યો છે.
બૅકગ્રાઉન્ડમાંથી આવી પડતા Cymbalના અવાજથી
દિનેશના શરીરમાંથી એક થરથરાટી પસાર થઈ જાય છે
– પણ એ તો જાણે અભિનય હતો,
અને
ખાલી ખુરશીઓથી ભરેલા
પ્રેક્ષકગૃહ સામે નજર ફેંકે છે
ને
પડદો અચાનક ન પડી જાય
તેની વિમાસણમાં
દિનેશ Entry અને Exit કર્યા કરે છે.

શિશુ...સ્વયં કવિતા!

વર્ષ ૬ : અંક : ૫, જૂન, ૧૯૭૩
સળંગ અંક: ૩૫
મુખપૃષ્ઠ: સુધા સુન્દરમ્
સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

દ્વૈમાસિક






સૂચનાઓ : વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ : દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોગા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

# નેજવાની છાંય તળે

•

નેજવાંની છાંય તળે બેઠો બુઢાપો
એનું ઝાડ જેમ ઝૂલ્યુ છે મન
કરચલીએ કરમાયાં કાયાનાં હીર
તોય ફૂલ જેમ ખૂલ્યું છે મન

આંગણામાં ઊગ્યો છે અવસરનો માંડવો
ને ફરફરતો તોરણનો ફાલ,
એવું લાગે રે ઘડી, ઊગી છે આજ ફરી
વીતેલી રંગભરી કાલ!

છોગાંની શંકાએ માથે ફેરીને હાથ
ખોળે ખોવાયલું ગવન.

ઠમકાતી મંદ ચાલ ઘરમાં ને બારણે
ને છલકાતું એજ નર્યું રૂપ,
કંકુનાં પગલાંમાં મ્હોરી ગૈ વાત
જેને રાખી'તી માંડ માંડ ચૂપ!

શમણાંને સાદ કરી, હુક્કો મંગાવ્યો જરી,
ઘૂંટ ભરી પીધું ગગન.

નેજવાંની છાંય તળે બેઠો બુઢાપો
એનું ઝાડ જેમ ઝૂલ્યું છે મન

•

હરિકૃષ્ણ પાઠક

૧૦.૮-૬૬

KAVITA Regd. No. R.N. 16800/67



# TO MY MOTHER

*Most near, most dear, most loved and most far,*
Under the window where I often found her
Sitting as huge as Asia, seismic with laughter,
Gin and chicken helpless in her Irish hand,
Irresistible as Rabelais, but most tender for
The lame dogs and hurt birds that surround her,--
She is a procession no one can follow after
But be like a little dog following a brass band.

She will not glance up at the bomber, or condescend
To drop her gin and scuttle to a cellar,
But lean on the mahogany table like a mountain
Whom only faith can move, and so I send
O all my faith and all my love to tell her
That she will move from mourning into morning.

એક કવિતાના પુરસ્કારના બે પાંચ રૂપિયા આપવામાં આવે તો કવિએ મહિનાની કેટલી કવિતા લખવી જોઈએ જેથી એ પોતાના કુટુંબનું ભરણપોષણ કરી શકે?

(વિપિન પરીખ)




# કવિતા

શ્રી સુરેશ દલાલ · અંક ૩૬ ઑગસ્ટ ૧૯૭૩ · એક રૂપિયો · જન્મભૂમિ પ્રકાશન

# જગતકાવ્ય-સર્જકને

અહો! ગગન-પૃથ્વી દ્વિ સફળ છંદ સંયોજને
ગૂંથ્યું જગત-વસ્તુ ભવ્ય, કમનીય સાધી કલા!
શશીસૂરજના વળી દૃઢ વિરામ પાળ્યા અને
જીવંત શ્રુતિઓઢડા શબદ તારલાના રચી
સુડોલ નરનારીના પ્રણય-પ્રાસ શા મેળવ્યા!
મિલાવટ કરી અનેક રસની ક્ષતિહીન શી!
સુમેરુ, તરુ, વલ્લરી, સુમન, પંખી, અબ્ધિસુધ્ધા
દુકૂલ મહીં કાવ્યદેહ નમણો સજાવી મૂક્યો!

કલાગુરુ! કહે, ગુરુ અજબ વીર્યશાળી તને
મળ્યા ક્યહાંથી? સાધના ગુરુ તણી કરી શી વિધે?
અરે તદપિ તું, ભલા, નયન કોઈને ના ચડે!
કહે, ક્ષતિ કશી રહી ગઈ તને જ શું ભાસતી?
પ્રપૂર્ણ તુજને લહી રિઝવવા મથીએ અમે,
અપૂર્ણ નિજને લહી પૂરણ કાજ શું તું મથે?

— જગદીશ ત્રિવેદી

કોઈ ક્યાંક ઊભું છે □ નલિન રાવળ

પ્રેયસી ?
ના
તું નહીં.
મિત્ર
ના તુંયે નહીં.
ના પ્રેયસી, ના મિત્ર, ના કોઈ નહીં.
પણ
કોઈ ક્યાંક ઊભું છે.
આ બળતા અવાજોથી ભર્યા બળતા નગરની
બહાર,
મારી કામનાના
આભથી પૃથ્વી લગી પથરાયલા રેતીરણોની બહાર,
અણજાણ ઓળાઓભર્યા અવકાશની યે બહાર.
રણકે એક ગેબી સૂર
એ
સૂરની યે પાર
ઊભું
કોઈ,
આ સૂર્યભીના દિવસના ને ચંદ્રભીની રાત્રિના પર્દા પૂંઠે
ક્યાંક
ઊભું કોઈ ;
કોઈ ક્યાંક મારી રાહ જુએ છે.



## બે ગીત ☐ હરીન્દ્ર દવે

આજ હું ઉદાસ નથી થાતો,
કે કાલનાં જવાનિયાંની આંખ ન્હોય ભીની,
આજની આ વેદના વરાળ સમી,
એટલે જ યાદ કરું વારતા પછીની.

આજ તને આશ્લેષે લીધી,
ને ભીંસ એની આવનારી સદીઓમાં
જોબનઘેલાને મૂંઝવશે:
બદલાતી દુનિયાનાં પલટાતાં વહેણે
સાવ ઓચિંતા બોલાયાં નેહનાં બે વેણ
સદા એવાં ને એવાં રહી તરશે.
કડવાં આ પાંદડાં તો આવશે-જશે
ને હશે લીમડાની છાંય મ્હેકભીની.

ઝેરની પિયાલી કદી પીધી મીરાએ
હવે તારે ને મારે
એ જીરવી જવાનું ભાગ્ય આવશે:
રડવાનું એટલું આસાન
અને આંખને તો જળની માયા છે ખૂબ,
તોય કહે હસવાનું ફાવશે?
ગંગાજમુનામાં ભળે ત્રીજો પ્રવાહ
કદી સાંભળી તેં વાત એ નદીની?



મથુરામાં સાંભળ્યું કે ચાંદની ખીલી છે
શ્યામ, વૃંદાવન રોજની અમાસ,
આજ હવે એ જ ધૂળ માથે ચડાવીએ, કે
કાલ જ્યાં રમ્યાં'તાં રૂડો રાસ.

ચન્દનના વનમાં એક સાપ ગયો ડંખી
એની સૌરભનું લેશ ન ઓસાણ,
શ્યામની સંગાથે બધું સગપણ ગયું કે
હવે કોઈની રહી ન ઓળખાણ,
કોઈ જરા ફૂલને સુંઘાડી જુઓ, ક્યારનો ય
અટકી ગયો છે મારો શ્વાસ.

ગમતી ગલીઓમાં હવે સળ ના સૂઝે
ન વાગે રમતી સાહેલીઓનાં ઝાંઝર,
આજે હવે છૂટાં તરણાં ય નથી હાથવગાં
એકઠાં કરી જે બાંધ્યું ઘર,
ઉદ્ધવની સાથે એક મોરપિચ્છ મોકલજો
બીજી કોઈ ન કરું આશ.

## અવિવાહિતનું કાવ્ય ☐ અરવિંદ ભટ્ટ

કોના હાથની રેખાઓ જોડાશે મારા હાથતણી રેખાઓ સાથે?
કુમકુમની થાળીમાં કોડી-કરડે રમતાં
જાણી જોઈને આખુંયે ઘર હારીશ હું કોની સામે?
કોની આંખોને ઓઢીને પોઢીશ હું માઝમ રાતે?
કોની કારમી ચીસ નીકળતાં મારામાં અવતાર પામશે બાપ?

મારા સ્વપ્નવંશના ફૂલ સોંપીને
મારામાંથી ખરી પડેલું શૈશવ પાછું લાવી આપશે કોણ મને?
મારા સ્વપ્નાવંશના વૃક્ષ ઊછેરી
મારામાંથી ખરી પડેલું જોબન પાછું લાવી આપશે કોણ મને?

દ્વારે ઝૂમઝૂમ કરશે વેવાઈની વેલ
વેલના પરદેશી પોપટ સંગે પોતાને એણે વિદાય આપી હોય
એમ આ ખાલી ઘરમાં પાછું ફરશે કોણ?
મંગળદીવો લઈ ફૂલિકા સાથે ફરશે ઝગતું ઝગતું કોણ?

રાતે ચોક વચાળે
સ્વપ્નવંશની બઝર રંગની દંતકથાઓ કોણ થૂંકશે?

કોણ હાથનો મજીઠિયો ખનકાર ભાંગશે મારી પાછળ?
કોણ ખૂણાના અંધારાને ઓઢી રાખશે મારી પાછળ?

મને ગયાના દિવસ, માસ ને વરસો ગણશે કોણ?
કોણ ડોસલી મને યાદ કરવાની મારી છબી જોઈને?

ચાલો, ચાલો મને બતાવો એ કન્યાને હમણાં ...
ચાલો ચાલો ...

એક પત્ર ☐ રમેશ પારેખ

ઊડ ઊડ પત્ર ઉતાવળો, જા, ઉષ્માની પાસ
કહેજે, કાચે તાંતણે લટકે મારા શ્વાસ

ઉષ્મા... ઉષ્મા... તારી લયલીન લજ્જાળુ આંખોના સોગંદ... તારા રહસ્યમય અધરકટાક્ષના સોગંદ ... હું તને હજુ ય ચાહું છું. હજુ ય ચાહું છું અને તારી કડકડતી ઉપેક્ષાના બરફ તળે મારું પ્રતીક્ષાનું ફૂલ કોશેટામાં શ્વસતી ભમરી જેવું... આછા અમસ્થા ભણકાર જેવું હજુ ય પમરી રહ્યું છે. હું થીજેલું સરોવર ન હોત તો સંભવની લિપિમાં ફૂલના મઘમઘ અક્ષરોથી તને પત્ર લખતો હોત અને પત્રમાં ગૂંથી લેતો હોત અનુસ્વારોને બદલે પંખીના ટહુકાઓ, વળાંક લેતાં ઝરણાંનાં અલ્પવિરામો, ડાળીએ ફૂટેલી કૂંપળનાં આશ્ચર્યચિહ્નો, ઊગતા સૂર્યના પૂર્ણવિરામો અને અવતરણો મારાં નવનીત કાવ્યોનાં... હવે તો માત્ર મારા ડહોળા અક્ષરો અને હું......

ફક્ત મારા હાથના અક્ષરને સાચવતો રહું
જ્યાં કોઈ રહેતું નથી એ ઘરને સાચવતો રહું

બનાવટી સુંદરીઓ લસરતી રહે છે મારી છાતી પર, એના ઉઘાડાં ચુંબનોને અહીં ઊડતાં પતંગિયાં કહેવાય છે ને લાલઘૂમ કિકિયારીઓ ગણાય છે વિશ્રંભકથા... આ બરફરાફડા નીચે મારી કામના તારા ઉષ્ણ ધબકાર માટે કાન માંડે અજાણી દિશાઓમાં. તારા ઉરપુષ્પોનું ધુમ્મસ ડચૂરાય મારી સ્મૃતિમાં. મારું આવું વૃક્ષત્વ મને શારી નાખે છે પર્ણોના ધગધગતા અભાવની સાક્ષીએ. પર્ણો મૂકી ગયાં છે હથેળીમાં સતત છોલાતા રહેવાની સ્પર્શરેખાઓ...

હથેળી બહુ વ્હેમવાળી જગા છે
અહીં સ્પર્શ વસતા એ પ્રેતો થયા છે

મારી જન્મકુંડલિ વચ્ચોવચ્ચ પસાર થાય છે એક શીત કટિબંધ. બારેબાર ભવનોમાં ઠીંગરાઈ ગયો છે મારો પ્રણયયોગ. તારા અષ્ટગ્રહ તો તારી મુઠ્ઠીમાં છે... તેને તું વરસાવી દે મારા શીતકાલસર્પયોગ પર... ઉષ્મા... મને પ્રતીતિ થવા દે કે હું કશુંક છું ...

ઉર્મી, ઉર્મી, ... તું તો મારી પાછલી પરોઢની ગોટમોટ ઊંઘ, તું આંખ ચપોચપ વલોણાના ઘેર જેવી માના હળુ હળુ પ્રભાતિયા જેવી બ્રાહ્મણી ... સાથળ પર ફરતાં લિસ્સાં ટેરવાં જેવી તું ... મારા પૌરુષનું પ્રતીતિ સુખ...મારી કેડ સુધીની અરૂક-કાયા ધસમસ રેલો થઈને પહોંચી શકતી નથી સાથળ પર ફરતાં લિસ્સાં ટેરવાનાં અનુસંધાન સુધી ... તારા વાંકડિયા કેશમાં એક ફૂલ મૂકવાની ઝંખના બની ગઈ છે મારી જિજીવિષા ...

અને ઉર્મી, તું જેને કવિતા કહે છે એ તો છે આપણી કલ્પિત વિશ્રંભવાર્તાઓ જેને કોલસાવડે ભીંતો પર લખ્યા કરું છું, આવતી કાલે ભૂંસાઈ જવા માટે... ઉર્મી, તું ક્યાં છે? તું મારી પાસે આવ, ઉર્મી, ઉર્મી હવે તું આવ ... હવે ...

રાતું ફૂલ ગુલાબનું સાંજ પડે કરમાય
બે આંખોના દેશમાં નીંદર બટકી જાય



☐ વિપિન પરીખ

ખૂણામાં બેઠેલા પારેવાને એવું શું કદી થતું હશે
કે મને કેમ નથી
ગરુડ જેવી તીક્ષ્ણ ચાંચ
કે સમડી જેવા તીણા નહોર?

માનું હેત જેની આંખોમાં તરવર્યા કરે
એવી આ ગાય;
ક્યારેક એને પણ આવું નહીં થતું હોય
કે મારા ગળામાં જો હોત સિંહની ત્રાડ!

રસ્તે ચાલી જતી કોઈ વ્યક્તિ
બુદ્ધ ઉપર થૂંકે
ને બુદ્ધના નયન સળગી ન ઊઠે?
મનોમન એ ગરજી ન ઊઠે:
ક્યાં છે એ સિદ્ધાર્થની તલવાર?

મારું અપમાન કરી
ચાલી ગયેલી વ્યક્તિના ચહેરા પર
હું સપનામાં થૂંકી પડ્યો.

હવે
હું મને પૂછ્યા કરું છું:
પારેવું બ્રાહ્મણ હશે?
ગાય બ્રાહ્મણ હશે?
અને
બુદ્ધ ક્ષત્રિય હતા?

## પ્રથમ વિરહે □ રાજશેખર

અનુ. : હરિવલ્લભ ભાયાણી

કરે અલક તાંડવ પ્રબળ શ્વાસનિ:શ્વાસથી
સૂતો કરતલે કપોલ, સરિતા દગે આશ્રુની
ગૂંજે મૃદુલ કંઠ પંચમ, પ્રફુલ્લ પ્હોલી બની
પ્રિયંગુ તણી પાંડુ ઝાંય કમનીય અંગે ભળી.



## મૉર્ગમાં □ ભગવતીકુમાર વર્મા

(ગઝલ)

મૂકી દીધા છે શ્વાસના સંદર્ભ મૉર્ગમાં;
થીજ્યા હથેળીઓના તરલ સૂર્ય મૉર્ગમાં.

ફૂગાઈ તો ગયો' તો અહીં ગુલમહોર પણ,
અકબંધ રહી શકયાં છે સૂકાં પર્ણ મૉર્ગમાં.

ચારે તરફ રચાઈ ગઈ બર્ફની દીવાલ;
ઊગી ગયું છે શૂન્યતાનું સ્વર્ગ મૉર્ગમાં.

રેફ્રીજરેટરોમાં હતી કેદ જે ક્ષણો;
શોધી રહી છે કોઈ નવો અર્થ મૉર્ગમાં.

પૂરવજનમની અંધ કરચલીથી નીતરી
બંધાય છે સમયનો ધવલ ગર્ભ મૉર્ગમાં.

રણકે છે ફોન – કોઈ ઉપાડે નહીં અહીં;
છે વંધ્ય બહાર જેટલો જ શબ્દ મૉર્ગમાં.

તડકો નહીં; ઝૂકે છે બરફ નગ્નતા ઉપર;
ફુત્કાર લોહીનો કે શમન વ્યર્થ મૉર્ગમાં.

आषाढस्य प्रथम दिवसे □ પ્રિયકાંત મણિયાર

નહિ પત્ર
નહિ શબ્દ
માત્ર લૂછી લીધેલું અશ્રુ
પવન !
પરબીડિયું થાય ?
સંદેશો ક્યાંનો ક્યાં પ્હોંચી જાય ... !

□

બે કાવ્ય □ મહેશ શાહ

ઘનશ્યામ ગયા

ઘનશ્યામ ગયા, ઘનશ્યામની જેમ ગયા.

એક વાંસનો લઈ ટુકડો
વીંધી હોઠ લગાડી,
પ્રાણ પૂરીને વેણુ વાઈ
કાચી ક્ષણમાં છોડી.
મુરલીના સૂર ગયા, સરગમની જેમ ગયા.

એક વાર દરકાર વિના જે
મોર ગયો તરછોડી,
પિચ્છ લઈને પહેરી લીધું
ઊંચે મુકુટ થકી.
ચિત્તચોર ગયા, ટહુકારની જેમ ગયા.

નહીં હરેલાં વસ્ત્ર વિનાની
કદમ્બડાળી ઝૂરે,
બંદી જળ રહેતું ગાગરમાં
ક્યાંય ચડે ના ઠેબે.
યમુના નીર વહ્યાં, યમુનાની જેમ વહ્યાં.

□

સવારે મારી આંખ ખૂલી ત્યારે મારાં
કાંડાં પછીના હાથનો પંજો
પાનખરમાં પીળાં પડી ગયેલાં પાનની જેમ
ખખડી ગયો હતો.
અને શું પગના પંજા જમીન પર
મૂકવાનો વિચાર હું કાલિદાસના શાપિત
દુષ્યંતની જેમ ભૂલી ગયો હતો ?
માથું તકિયા પરથી ઊંચું કરી શકાય ?
બેઠા કઈ રીતે થવાતું હશે ?
મારા આખાય અંગના સાંધેસાંધા
પથારીના રૂને સાંધેલા
ટેભા થઈને
એમાં ભેરવાઈ ગયા ને હું
ટુકડેટુકડા થઈ ચૂકેલા મારા શરીરને
પથારીની ખીણમાં
ઊંડે ને ઊંડે
ઊતરતું જોઈ રહ્યો ... ...

## ચાલ હવે તો ☐ જગદીશ જોષી

ક્યાં છે પેલી આંગળીઓ જે બંધ પોપચે
સુગંધ થૈને
ઊઘડી કળીએ કળીએ?

આંગળીઓના રેશમ પરશે
મરુભૂમિમાં
ઊગ્યાં કલ્પન-ઝાડ:
ઝાડનાં પાનપાન ને ડાળડાળનાં ઝૂલણે
તોયે કેમ ન ભાળું
મેઘધનુષ્યના ઊડતા સાળુ?
અને ગઈ ક્યાં ઝાકળના મોતીની વીંટી
પ્હેરી'તી જે એક દિવસ આંગળીએ ...
"ક્યાં છે? ક્યાં છે?" એમ ગુંજે છે
કેમ ગુંજે છે રટણા આજે રટણાની વાંસળીએ.

ખુલ્લી ખડકી
વચમાં ઝૂરે જાળું
ઝરે આળું આળું.
હરેફરે છે, હવા સરે છે, છતાં નહીં કાં
તેની સંગે કોઈ દિવસ કો'સૂરની આવનજાવન!
અરે, હોય જો
એકદાયે કપોલ કેરી પાંખતણો ફફડાટ:
અરે, અહીં તો
વાટ કને જો ઝૂરતો ઉંબર:
હળવે હળવે પૂછ્યા કરે છે
સુક્કી આંખો લૂછ્યા કરે છે
પૂછ્યા કરે છે
ક્યાં છે પેલું ફૂલનું પગલું — પગલું એ મનભાવન

હવે શરમને પીંખી-વીંખીને
ચાલો પેલી શેરીમાં જો,
ચલો ફરીથી એકલવાઈ દેરીમાં જૈ થોડું હળીએ-મળીએ

નરી વેદનાનશું અંકિત ભીંતી લઈને
ચાલ હવે તો ડૂબવું નિજને તળિયે
ક્યાં છે પેલી આંગળીઓ, જે બંધ પોપચે
સુગંધ થૈને
ઊઘડી કળીએ કળીએ?



## બ્હાર વરસ્યું આભ □ જગદીશ ત્રિવેદી

મેં ઘર મહીં ઘોર્યા કર્યું
ને બ્હાર
આખી રાત વરસ્યું આભ મુશળધાર.

રસ્તા બધા
સાવ લુખ્ખા
કાચ-ખીલા-કાંકરે કણસાયલા
તે બધાયે આમ રાતોરાત કેવા તર-બ-તર
હેલે ચડ્યા!
વૃક્ષ નીતર્યાં હરિત જલ
ને પુષ્પ વરસ્યાં રંગ કંઈ કંઈ;
છાપરાં ચૂવ્યાં અને પલળી ભીંતો –
તો કોઈ ભીંતોમાં વળી
લીલી લીલી લાગણીની
શીય તે ઊઘડી ઊઠી રે ગૂઢ લિપિ!

બ્હાર વરસ્યું આભ મુશળધાર
ને ઘર મહીં મુજ
એક કેવળ હું જ કોરોકટ!

## —ત્યારે □ કિશોરસિંહ સોલંકી

—અને
ખૂણામાં ઢાળેલા ખાટલાનો
આછો આછો કણસાટ
ધીમે ધીમે વધતો જાય.

ધસમસતો
લીલો લીલો સ્પર્શ
પરદેશ જવાના
પાસપોર્ટની ધમાલમાં પડે.

સ્વજનો
–વળાવા આવતાં હોય એમ–
એક પછી એક
આવી
ગુણવગુણનાં પોટલાંની ગાંઠો
છોડતાં છોડતાં
ગદ્ગદ્ કંઠે સમાચાર પૂછતાં હોય
ને ત્યાં
મોભારે બેઠેલા
કાગડાનું
એક નાનકડું ડૂસકું
નીચે ઊતરી આવે
ચુપચાપ
અને
ફેલાઈ જાય
ઘરમાં...
ગામમાં...
—પણ ત્યારે તો તમે હાજર નહિ હોવ.

**ચંદ્ર બે વ્યોમમાં** □ સંસ્કૃત કવિતા : અનુ.: હરિવલ્લભ ભાયાણી

દૃષ્ટિને તું તરંગિત કરે –
ત્યાં જ ઇંદીવરોની શ્રી ઝાંખી પડે.
ઓષ્ઠ તારા ખૂલે –
ને પ્રવાલો દીસે શ્વેત.
વિવૃત થતો દેહ ક્ષણ એક–
ત્યાં તો ઢળે કાંચને કાલિમા.
વદન લગરીક ઊંચું થતાં
ઉલ્લસે ચંદ્ર બે વ્યોમમાં.



HOROSCOPE □ **Amita Modi**

How can you know me through a piece of paper?
Dry arithmetic of planets unlocking the mystery of life!

You expect the stars to chart the shape
of lightning, clouds and ocean waves,
And algebra to equate the fragrance of a flower;
but you forget that god created life
And not a platoon of puppets.

Tell not the dawn about the rising sun,
Keep afternoon a secret from the morning dew,
Let perfume of flowers spread unplanned,
Why make a flame shiver at the thought of wind?

Let time unfold the mystery of being,
Let fleeting moments offer the freshness of events,
Let life live itself unwatched,
Why try to freeze the sap of my stream?
Why destroy the freshness of my existence?
O pundit of numbers! Why do you cheapen my life?

## આ સાતસો સ્કવેર ફીટનું સુખ □ સુરેશ દલાલ

સ્ટેડિયમમાં
તાળીઓના ગડગડાટની વચ્ચે
ઊછળતા દડા જેવો મારો અવાજ
હવાના જંગલી મોજાંઓની પીઠ પર બેસીને
ઘાસના લીલા મેદાનમાં
ખુલ્લા આકાશ તળે
અત્યારે
નિરાંતનો શ્વાસ લઈ રહ્યો છે.



શબ્દોને પથ્થરોની જેમ ફેંકવાનો કોઈ અર્થ નથી.
આ સત્ય જાણ્યા પછી
મને, ન બોલાયેલા એક એક શબ્દમાં
કોઈ પાતાળઝરણ વહેતું હોય એમ લાગ્યા કરે છે.
અર્થનો સંબંધ સાપેક્ષ છે
અને શબ્દના અર્થો તો પરિસ્થિતિ સાથે
ઊઘડતા આવે છે અને પરિવર્તન પામ્યા કરે છે.
અને શબ્દના નાદ સાથે
સંવાદ સ્થાપવાની વિમાસણમાં
કોઈ વિસંવાદ ક્યારેક ઊભો થઈ જતો હોય છે.
અને એટલા માટે જ
મને શબ્દની પાર વસેલા મૌનને
પ્રાણીની જેમ પાળવાનો
અને પંપાળવાનો કોઈ ઓર આનંદ આવે છે.



આનંદનું વર્ણન કરીએ છીએ ત્યારે
વર્ણન એટલો બધો અવકાશ રોકે છે
કે આનંદને ઊભા રહેવા માટે
માંડ એકાદ ખૂણો મળે છે.

અને આનંદનો સ્વભાવ તો હવાની જેમ હોવાનો છે.
એ દેખાય નહીં એટલું જ;
બાકી રહી રહીને પરશે નહીં
તો એ હવા નહીં.
હવા તો ખૂણામાં પણ હોય છે
પણ સંકોચાઈ જવાનો આનંદનો સ્વભાવ નથી.



હું દુઃખમાં હોઉં છું ત્યારે
આનંદની વાત કરવી
મને વધુ માફક આવે છે.
અને વાત કરવા માટે કોઈ જ નથી હોતું ત્યારે
દુઃખ ધીમે ધીમે
કોઈની પણ સહાનુભૂતિ વિના
મને પણ ખબર ન પડે એમ
સુખ થઈ જાય છે.
અને સુખની જાણ થાય છે ત્યારે જ
દુઃખ પોતાની શતરંજ બિછાવે છે.
અને શતરંજ સુખી માણસો જ
આરામથી રમી શકે છે.



ખુલ્લા મેદાનની વિશાળતા
એ પોતે જ એક અનુભવ છે.
સાતસો સ્ક્વેર ફીટમાં જ સંસાર ગોઠવવાની
ત્યાં મથામણ નથી હોતી.
આખું આકાશ—
આકાશની કોઈ વાદળી
આકાશનું કોઈ કિરણ
કે ક્યારેક તો મેઘધનુષના સાતેસાત રંગ
પાળેલા કબૂતરની જેમ આપણા ખભા પર
ફરકે છે

ત્યારે કબૂતરને ખભા પર ગોઠવીને
પોતાની છબીમાં રંગો પુરાવનાર
નવાબની દયા આવે છે



આપણે જયારે કોઈની પણ દયા ખાઈ શકીએ
ત્યારે જ આપણે સુખી છીએ
એવું શું કામ લાગવું જોઈએ?
સુખનો સ્વભાવ જ પરાવલંબી છે?
કે પછી એવું છે કે
આપણે જ સુખ કે દુ:ખના
કે કશાયના પણ
આલંબન વિના જીવી નથી શકતા?



મારા સુખનો આધાર તમારા પર છે
એવું મેં કદાચ
ગાફેલ અવસ્થામાં તમને કહ્યું હશે.
પણ સાચું કહું?
મને તમારા નાના નાના ઉપકારોનો બોજો લાગે છે.
ખુદ દુ:ખને ઊંચક્યું હોત તો
મારો ખભો આટલો વાંકો ન વળી જતે.
મારા આશ્રિત સુખને
ચાર દીવાલમાં ચણી લઉં અને સ્કેવેર ફીટમાં માપી લઉં
એના કરતાં
મારા નિરાશ્રિત દુ:ખને
ખુલ્લા આકાશ તળે
ઘાસના મેદાનમાં
તૃણવત્ કરી દેવાનું ગૌરવ
મને વધુ ગમે છે.



આ ગમા અને અણગમામાંથી
–તો કદાચ સુખ અને દુ:ખ
નહીં જન્મતાં હોય?
મરેલા બાળકની જેમ જન્મેલા સુખને
ઊછેરવા કરતાં
રમકડાંની દુકાનમાં જઈ
રમકડું લઈ આવી
ચાવી આપી આપીને રમવું
વધારે સાચું અને સ્વમાનભર્યું છે.



એકમેકના સંબંધો
અંતે તો રમત છે,–કરામત છે.
દરિયો મને હમેશાં એકલવાયો લાગ્યો છે.
પણ હોડી વિનાનો દરિયો
ક્યારેક તો સાવ સુનમુન લાગે છે.



ઊછળતાં મોજાંની ગતિ ઉપર રચાયેલો
હોડી અને દરિયાનો સંબંધ
ઈશ્વરની ક્રૂર મજાક તો નથી ને?
દરિયાને પાર કર્યા પછી પણ
હોડીને તો દરિયા વિના ચેન નથી પડતું.
રસ્તા પર કોઈ હોડી ચાલી શકી હોય
એવું ક્યાં ય નોંધાયું નથી.
અને દરિયાને એકલી હોડીની માયા નથી હોતી.
દરિયાને તો

પોતે દરિયો છે એની સભાનતા
પણ કદાચ હશે
પણ દરિયાને આ સભાનતા સિવાય પણ
આકાશના ચંદ્રની માયા હોય છે.



હજી સુધી સમજ નથી પડતી
કે દરિયો અને હોડી
એકમેકની સાથે રહીને
એકલતા વધારે છે
કે
એકલતા ભૂંસે છે?



હોડી ડૂબી જાય છે પછી
તો એકાદ ક્ષણ પણ
દરિયાનો સૂતકી ચહેરો જોયો છે?
દીવાદાંડી ભોંઠપ અનુભવે છે
રેતી સોસવાયા કરે છે
અને દરિયાનો પવન
રાતે મરી ગયેલા બાપની અંતિમ વિધિ
પતાવ્યા પછી
બીજા દિવસની સવારે
થોડાંક હીબકાં ભરી લે છે.
ફરી પાછો
સૂરજના કિરણમાં
દરિયો તરે છે: તરવરે છે!



આદિ અને અંત
બધુંજ છેતરાપણું છે.આદિ અને અંતની
વચ્ચે વિસ્તરે છે
ભયની, વિસ્મયની અને ભ્રમની દુનિયા.

આપણાં આશ્ચર્યચિહ્નો પણ અંતે તો
પ્રશ્નાર્થચિહ્નની જેમ
વિમાસણ લઈને ઊભાં હોય છે.
પ્રશ્નો એટલા બધા ફેલાય છે
કે પૂર્ણવિરામ આંસુનું બિન્દુ થઈને
વિરમે છે.



આપણું આંસુ
દરિયો થઈને ઘૂઘવે છે.
દરિયાનો બધો જ ઘૂઘવાટ શમી જશે ત્યારે
આપણી આંખો અને આંસુ અને દરિયા–
આ બધામાં કોઈ ભેદ નહિ રહે.



આ સ્ટેડિયમ,
આ તાળીઓનો ગડગડાટ,
આ ઊછળતા દડા જેવો અવાજ,
આ ઘાસનું લીલું મેદાન,
આ ખુલ્લું આકાશ,
આ સાતસો સ્કેવરફીટનું સુખ,
આ બધા વચ્ચે જ્યારે મારા મનમાં
કોઈ ભેદ નહીં રહે
ત્યારે હું જીવતો હોઈશ?



કહે છે કે મરણ
ભેદને ભૂંસી નાખે છે!
['જન્મભૂમિ']

## તૃણની બે અણી: □ પ્રિયકાંત મણિયાર

કોરી ધરતીના કઠણ પડને વીંધી
પાણી પી ઊગી નીકળેલી બે તૃણની
લીલીછમ અણી
અડતી અડોઅડ
બેઉ એકમેકને એમ વળગેલ-ચોંટેલ
જાણે બે નહીં પોતે એક
ભીતરમાં ચાલે કોઈ અશ્રાવ્ય રાગ
ત્યારે જ શી ખબર શાથી
સમીરે લીધો જુદો કૈં શ્વાસ
બેઉ ગયા હલી
પડી ગયાં વિખૂટાં અને
ટપ દઈ ઉપરથી આકાશ
બેઉ વચ્ચેની જગામાં ભપ્પ દઈ બેઠું
આળોટાઈ તો એટલી
બેઠું તો બેઠું
બેઉ વચ્ચે પગ લંબાવી
એવું તો નિરાંતે લંબાવ્યું .........
બેઉ ગયા દૂર—દૂર—દૂર ઢળી નમી
તૃણના બે બિન્દુ પડી ગયાં એટલાં આઘે
કે ઝાકળના બુંદનો
આંસુ જ થાય અર્થ,
પણ જ્યાં ઊગેલાં ધરતીમાં તે
ભીતરના બન્નેનાં જે મૂળ
એનાં એ જ નિકટતમ કરે કથી
નિરાંતથી એ જ નેહ – વાત,
પ્રગાઢ રાત
કે ધગધગ સૂર્ય
કોઈ થકી કોઈ ના જાણે
અરે ઓલ્યું આકાશે ય નહીં!

## ચાર કાવ્યો □ ઉશનસ્

(૧)

પોયણી

પોયણી ખીલે:
જળકન્યા કે બેય હથેળી
બહાર કાઢીને કરને સંપુટ
ગેન્દ ચંદ્રની ઝીલે.

(૨)

નિહારિકા

હમણાં જ હજી આકાશથી
ગયો કોઈ રથી:
તારકોમાં ધૂળ
હજી સમી નથી!

(૩)

પારિજાત

તારક માઝમ રાત:
મઘમઘી ઊઠ્યો અંધારાનો
ગંધલચેલો,
ફૂલખચેલો
પ્રથમની પેલી પારાનો
આખાંમાં પારિજાત!

(૪)

સ્પર્શવૃક્ષ

મેં વાવતાં વાવી દીધાં જ સ્પર્શ,
અને અને તુર્ત જ આખી આખી તું
રોમાંચનું અદ્ભુત ઝાડ કોઈ
લચી પડ્યું
લજ્જાતણાં લાલમલાલ ફૂલથી!

## એલિઝાબેથ જેનિંગ્સ–ઝાંખી ☐ હર કીસન કોટીચા

લિંકન શાયર, બોટસ્નમાં ૧૯૨૬માં કુમારી એલિઝાબેથ જેનિંગ્સનો જન્મ થયો હતો. તેમણે અંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યો હતો. ઑકસફોર્ડમાં જાહેરખબરના લખાણો લખવાનું, લાઈબ્રેરિયન તરીકે અને પ્રકાશકના વાચક, એમ અલગ અલગ રીતે તેમણે કામ કર્યું. હાલ તેઓ free lance writer છે. New Linesમાં લખનાર તેઓ એકમાત્ર લેખિકા હતા તે નોંધવું રસપ્રદ થઈ પડે છે. તેમના ચાર કાવ્યસંગ્રહો (૧) Poems (૧૯૫૩), (૨) A way of Looking (૧૯૫૫) –આને સોમરસેટ મોમ પારિતોષિક મળેલ. (૩) A Sense of the world (૧૯૫૮) અને (૪) Song for a Birth or Death (૧૯૬૧). ૧૯૬૧માં "તાંત્રિક અનુભવો અને કાવ્યલેખન વચ્ચેના સંબંધો" વિશે તેમણે Every Changing Shape બહાર પાડ્યું અને માઈકલ એન્જેલોની સોનેટોનો અનુવાદ કર્યો. તદુપરાંત, Let's have some Poetry (બાળકાવ્યો - ૧૯૬૦), આત્મકથારૂપ પુસ્તક અને સાહિત્યિક નિબંધસંગ્રહ તેમણે બહાર પાડયા છે. શિકાગોથી બહાર પડતાં Poetryમાં ઘણીવાર તેમનાં કાવ્યો નજરે ચડે છે.

કુમારી જેનિંગ્સે A way of Looking વિશે એક નોંધ લખી છે – "ગદ્ય હું જે કંઈ જાણું છું તે અંગે શબ્દો શોધવાના યત્નસમું લાગે છે. મારી શ્રેષ્ઠ કવિતાઓ, હું જે કંઈ પહેલાં નહોતી જાણતી, તે અચૂક રીતે કહી શકે છે."

લખાવાની પ્રક્રિયામાં કાવ્ય દ્વિમાર્ગી રસ્તો છે. જગતના અને 'સ્વ'ના બાહ્ય અને આંતરસ્થિત સ્વરૂપોનું કાવ્ય શોધક છે અને આને અંગે જ કાવ્યના ચળકતા અહમને આકર્ષક અને સ્વકીય સ્વરૂપ મળે છે.

કેનેથ એલોટે (આધુનિક અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપક, લિવરપુલ) તેમના વિશે લખ્યું છે: "ઘણીવાર મને એમ લાગ્યું છે કે એલિઝાબેથ જેનિંગ્સ કાવ્ય લખતાં પહેલાં તેમના હાથ ધોઈ દર વખતે નવાં શ્વેત મોજાં પહેરે છે."

વાચક બુદ્ધિથી ઘણો જાગ્રત છે અને એને ફેંકી દઈ શકાય નહીં એવું વિવેકી વલણ તેમનાં કાવ્યોમાંથી નીતરતું હોય છે. માનવીય ક્ષિતિજોની પેલે પાર ઊડવા મથતાં જેનિંગ્સ પશ્ચિમના ખોળિયામાં વસેલ પૂર્વનો આત્મા હોય તેવી ઝાંખી થાય છે. નીચેના બે કાવ્ય દ્વારા પણ એમની સંવેદનાની આકૃતિનો આછો પરિચય અવશ્ય મળી રહેશે એવી મને શ્રદ્ધા છે.

બે કાવ્યો ☐ પન્ના નાયક

## ૧. પિંજરું

લટકતા બટકું રોટલાની લાલચે
પિંજરામાં સપડાઈ ગયેલા
અગણ્ય ઉંદરો
આપણે બહાર – આપણે અંદર.
આ કુટુંબકબીલા
ફરજિયાત નોકરી
સમૃદ્ધિને જરૂરિયાત બનાવી
એને પોષવામાં પ્રતિદિન પ્રાપ્ત થતું રંકત્વ
આપણી બહાર જવાની અશકિત
આપણી અંદર રહેલી નિરાંત
છતાં (સૃષ્ટિમાં સૂર્ય છે તો ય)
પ્રલંબ રાત્રિના
પાંજરામાં આપણી દોડાદોડી
ઉત્તરથી દક્ષિણ ધ્રુવ લગીની લંબાઈની –
બટક બટક રોટલો ખવાઈ ગયો છે તો ય
ને નાનકડું બારણું ખુલ્લું છે તો ય
કોઈ બહાર નીકળતું નથી!
આપણે બહાર – આપણે અંદર!

## ૨ દીવાનખાનામાં

દીવાનખાનાને
વ્યવસ્થિત કરું છું
ઘડી અહીં, ઘડી તહીં
વિવિધ ફેરફારથી –
વસ્તુનું મન પૂછી પૂછી
ગોઠવણી કરું છું.
સોફા અને લેમ્પને નવું સ્થાન આપ્યું
બારીના પડદા બદલી કાઢ્યા
જૂના ગાલીચાની જગ્યાએ
wall to wall કારપેટ નખાવી દીધી.
પ્રસન્ન થાય છે સુશોભન
સઘળું બરાબર થાય છે ત્યારે જ
છટકે છે મારું મન –
આ બધાંમાં મને ક્યાં ગોઠવું?
કેન્દ્ર શોધું છું.
જ્યાં હું સરખું બેસી શકું...
–પણ બારી કનેથી રસ્તો નિહાળતી
હું ઊભી જ રહું છું.

WILLIAM WORDSWORTH

Painted by B. R. Haydon 1818.

વર્ડ્ઝવર્થનું ગ્રાસમિયર

તડકો અહીં વધુ તડકીલો,
વર્ષા વધુ વર્ષીલી;
ટેકરા વધુ હરિત, વ્યોમ વધુ નીલું,
લહરી વધુ લહરીલી.
પતંગિયાં-ફૂલનું નવ પૂછો,
હૃદય એય વધુ હૃદય;
કવિશબ્દબદ્ધ થયું અનુભવાય અહીં
ઈશ્વર અદકેરો ઈશ્વર.

ઉમાશંકર

ગ્રાસમિયર
૨૯-30 ૭ ૧૯૭૩

શ્રી સુરેશ દલાલ
Dr. Suresh Dalal
Editor: 'Kavita'
Janmabhoomi House
Ghogha Street
BOMBAY-1
— INDIA —

ગઝલ □ અશરફ ડબાવાલા

પોતાથી અલગ થઈને બીજું શું કરી શકે!
માણસ બહુ બહુ તો ટોળે વળી શકે.
કાગળની સાથે વાત ગમે ત્યારે થઈ શકે;
શાહી સૂરજ નથી કે સાંજે ઢળી શકે.
છે મ્હેલનો હુકમ કે એને દેશવટો દો;
દરવાજો ખૂલતાં જ બધું જે કળી શકે.
જે બહારના લયતાલમાં ઝૂમી જનાર છે;
ઢોલકમાં જઈ અવાજ નહિ સાંભળી શકે.
દ્વારો પવનથી ઊઘડે એવા બધાં વિચાર
સાંકળના ખૂલવાને નહીં સાંકળી શકે.



કવિતાનો છેડો □ પ્રબોધ જોશી

હું
રાત્રિના આછા-ઘેરા ઉજાસમાં
જાળ નાખીને બેઠેલા કોઈ માછીની જેમ –
ભીની લાગણીઓની પ્રતીક્ષામાં
અહીં બેઠો હોઉં છું
ત્યારે –
જાળ મારી વજનદાર થતી જાય છે.
હરખાતો-હરખાતો
ધીરે ધીરે
હું એને ખેં...ચું છું.

એ ખૂબ વજનદાર છે
હું ખૂબ હરખાઉં છું:

આખરે, મારી છેક નજીક સુધી
આવી પ્હોંચેલો છેડો જોઉં છું
ને મારા ભ્રમની પ્રતીતિ થાય છે.

હું લખ્યે રાખું છું
કદાચ આ નજીક આવી પ્હોંચેલો છેડો...

તંતુ □ વેણીભાઈ પુરોહિત

બધી વાત કહેવી નથી આજ મારે,
પડ્યું છે ઝવેરાત-જોખમ પટારે.

તમારાં છે કંકણ: અમારી છે વીંટી,
લકીરોનાં લોચનને ભેદે છે લીટી.

તમારી છે માલા: અમારો છે છેડો,
અલંકારને અંધકારી પછેડો.

દિવસ છે મિલનના: વિરહની છે રાતો:
અહીં રંગ રાતો... તહીં રંગ રાતો.

કહું છું હું આજે અધૂરપને અસ્તુ,
તલબને...તડપને કહું છું તથાસ્તુ.

અમારી છે વીણા: તમારા છે તંતુ...
પરંતુ...! પરંતુ...! પરંતુ...! પરંતુ...!

## आभाळ

कधी कधी हे शहर भासतं मला
एखाद्या प्रचंड पिंजऱ्यासारखं,
एकही झाड नसलेल्या रस्त्यासारखं...
माणसं आणि माणसं आणि माणसं:
प्राणहीन भाषेत शिकवल्या जाणाऱ्या कवितेसारखी,
त्यांच्यात असतं जिवंतपण खोल खोल कुठेतरी
पण त्यांना तिथे पोचण्यासाठी
नसते कुठलीच लोकल ट्रेन...

थवे चुकवीत गर्दीचे मी चालत जातो एकटा:
मैदानाच्या कडेला भेटतं
एकुलतं एक झाड उभं असलेलं,
मी हसून बघतो वर— झाडाकडे:
फांद्यांवर त्याच्या असतात बांधलेली
कुणीतरी आपली मळकी अंथरुणं,
टांगलेलं टिनचं टमरेल,
आणि एक पिंजरा गंजल्या तारांचा:
कुणाचा आणि कशासाठी कुणास ठाऊक
पण त्यात नसतो एकही पक्षी:
मला बरं वाटतं बघून—
निदान एका पिंजऱ्याबाहेर तरी आभाळ शिल्लक असतं!

मंगेश पाडगांवकर

## આકાશ ☐ મંગેશ પાડગાંવકર

[મરાઠી કવિતા]

કદી કદી આ શહેર લાગે છે મને
એકાદા પ્રચંડ પિંજરા જેવું,
એક પણ ઝાડ વિનાના રસ્તા જેવું ...
માણસો અને માણસો અને માણસો ...
પ્રાણહીન ભાષામાં શીખવાતી જતી કવિતા જેવા
તેમાં હોય છે જીવંતપણું ઊંડે ઊંડે ક્યાંક પણ
પણ તેમને ત્યાં પહોંચાડવા માટે
નથી હોતી કોઈ જ લોકલ ટ્રેન ...

ટોળું મૂકવીને ગિર્દીનું હું ચાલું છું એકલો:
મેદાનની ધાર પર મળે છે
એકમાત્ર એક ઝાડ ઊભું રહેલું,
હું હસીને જોઉં છું ઉપર – ઝાડ તરફ:
ડાળીઓ પર તેની હોય છે બાંધેલા
કેટલાંયે પોતાના મેલા બિસ્તરા
ટાંગેલા ટિનના ટમરેલ,
અને એક પિંજરું ફટાયેલા તારોનું:
કોનું અને શા માટે કોને ખબર
પણ તેમાં નથી હોતું એક પણ પક્ષી:
મને સારું લાગે છે જોઈને –
કાંઈ નહીં તો પણ એક પિંજરાની બહાર
આકાશ બચેલું હોય છે!

## એક અકસ્માત ☐ કિશોરસિંહ સોલંકી

મારા શહેરના એક ક્રૉસિંગ ઉપર
વીજળી - પુરવઠાના કાપને કારણે
લાલ-લીલો સિગ્નલ
બંધ થવાથી
શબ્દોને ભયંકર
અકસ્માત નડ્યો છે
એટલે પોલીસ
પોતાની પવિત્ર ફરજને આધીન થઈ
ચગદાઈ ગયેલા
કે
છૂટાછવાયા પડેલા અંગોપાંગને
કાળજીપૂર્વક
(નિર્દયી બની)
ભેગા કરીને
હૉસ્પિટલે મોકલવાની
વ્યવસ્થા કરતાં કરતાં
આ કરુણ ઘટનાને
કાગળ ઉપર
ટપકાવ્યા કરે છે
ટપકા વ્યાજ...

## સંસ્કૃત કાવ્ય □

અનુ. : જશવંતી દવે

મળ્યો આ જન્મ
લાગે છે ભજ્યાં નહિ હોય ઈશ
કદાપિ આ પૂર્વે
પણ હવે તો ભજું છું
ને પામીશ તેથી મોક્ષ.
દેહ વિના પ્રણામ કઈ રીતે કરીશ?
થશે વળી એક અપરાધ બીજો.
પહેલાંના,
ને હવે પછીના
આ બે અપરાધોને
કરીશને માફ
હે શિવ ?

□

## ત્રિદલ □ મુરલી ઠાકુર

કામધેનુને
કોઠ હશે કે! કોણ
પૂછે જે એને?

□

પુષ્પ સૂંઘીને
નાખી દીધું; મલકી
મારગ-ધૂળ!

□

પ્રેમાંકુર
પ્રેમવૃક્ષ શું—બન્ને
મેઘધનુષ્ય.

## ત્રણ કાવ્યો □ જયન્ત પાઠક

૧.

પરસેવા જેવી પીળી પીળી બપોર
મારા શરીરે એવી તો ચોંટી જાય છે—
કૂતરાની જીભમાંથી ટપકતી લાળ
મારા મોંમાં એવો તો સ્વાદ મૂકી જાય છે—
ઓશીકાના ગલેફમાં ગૂંથેલું
Love meનું તીર
મારી આંખોમાં એવું તો વાગે છે—
ક્ષણોની કીડીઓ
શરીરે ચડીને એવી તો ચટકા ભરે છે—
તડકાના દરિયામાં ફુગાઈને
મારું શબ એવું તો ફૂલી જાય છે—
ને છતાં
ઓગળી જતી આંગળીઓએ
સાવ જર્જરી ગયેલા
આ એકના એક વસ્ત્રને સીવ્યા કરવાનું
મારે જીવ્યા કરવાનું.

૨.

ગળે પડેલી આ રેશમી દોરીની
સુંવાળપનું હું શું કરું?
શું કરું આ સોનાના આડાઊભા સળિયાનું?
બહેરી દીવાલો સાથે દિલ્લગી કરવાની
વગર ફેલાંએ દોરડી વણવાની
પ્રવૃત્તિ માત્ર બગાસાં ગણવાની
ખાલીપાની ખાલી ચડેલી
આંગળીઓનું હું શું કરું?

આ પંખો
હવાથી મને હલેસેલી મૂકતા ડરે છે,
છબીઓનાં છાનાં છાનાં છાંછિયાં કરે છે;
અફીણી ઉજાગરો
મારી ઊંઘને ઘોળીને પી ગયો!
મૃત્યુની આ જાગૃતિનું હું શું કરું?

૩.

ચોપડીમાં ચપ્પટ ચોંટેલા
મરેલા મંકોડાના પગ
મારી પાંપણોમાં લટકે;
જ્ઞાનની ગાંસડી વેરાઈ ગઈ રેતીમાં
મૃગજળમાં તરે સૂરજના કોરા કાગળ;
વીંટી સાથે વહી ગયો પ્રેમ;
અનેક અપરાધોની સજા
એકીસાથે ભોગવવાનો શાપ;
યુદ્ધની વચમાં જ વિદ્યાનું વિસ્મરણ
અનેક ચક્રવ્યૂહો ભેદનાર હું—
મારા રથનું પૈડું ગ્રસે છે પૃથ્વીનાં કળણ
હવે તો
મુગટ સોતું ઊતરી જાય આ મસ્તક
જીવનવેરી કોઈ અર્જુનને હસ્તક...
સંસ્કૃતિ]



## હવે, કોને? □ જગદીશ જોષી

ખબર કોને હતી?
કે મારો
આખો જન્મારો
બની જશે
પહેલી આંગળીના નખની ધાર?

તમને ખબર હતી?

મને તો ત્યારે જ ખબર પડી
કે વહેલી સવારે
મારો હાથ મારા જ ચહેરાને
હેતથી પંપાળતો હતો ...

ને
જ્યારે મેં કાચમાં જોયું
ત્યારે
મને દેખાયો
મારા ગાલ ઉપરનો તાજો ઉઝરડો.

## માનુનીને □ જગદીશ ત્રિવેદી

તમેય આય માનુની—જલભરી મીઠી વાદળી
સમાં: સતત ઘૂમવું જ બસ ઘૂમવું: ના કદી
ક્યહીં વરસવું: અને દિવસ એક તો આમ જ
જવું પ્રજળી—અગ્નિ કો હૃદયમાં સ્વયં પ્રજવલ્યા!

**બળદપણું □ ધીરુ પરીખ**

ડચકારે ડચકારે ચાલ્યો,
ચાસચાસ ને
ગાડામારગ ફાલ્યો
માલિક મહાલ્યો રે.
ઘાલી દીધી નાથ, નાથ તેં!
એનો છે બસ સાથ, નાથ હે!
શ્વાસશ્વાસમાં અશ્વ ઊછળતા
નિશ્વાસે નિશ્વાસે થાતું, નાથ,
નાથનું ભાન!

ધાન ભરેલું ગાડું લઈને
ધસમસ ધાતો
ખાતો કડબ
ફસફસ ફીણ ફિસોટે જે ચકરાતો
ગમાણ...
હું તો બળદ નથી રે લોલ.

શિંગડિયું શણગારી
કોટે ઘૂઘરિયું ઘમકારી;
કદી માફો તો કો'દી
ખેંચી વ્હેલ
કરાવ્યા કેટકેટલા ખેલ
બેલ હું નથી રહ્યો રે લોલ.

હું તો ચીંધ્યે મારગ ચાલું
ખાવું-પીવું હરવું-ફરવું
કોક આશરે
જીવું ઠાલું ઠાલું
સાલું ક્યાં સુધી રે બોલ?

ઢોલ આ અંગઅંગમાં વાજે
આજે
બળદપણાનો આવ્યો છે રે કૉલ:
'ધૂંસરી તોડ
જોડ તું બળદપણાને પ્રાણ મહીં
ને ડોલ.'
અરે, હું બળદ નથી રે લોલ.
ખરે, હું બળદ બનું રે લોલ.

□

**શરાબ અને મીણબત્તી □ લીન શિલ્ડર**
**□ જગદીશ જોષી**

હવે હું ક્યારેય શરાબ પીતી નથી.

શરાબ એટલે તું
અને જમીન પર ટપકતી મીણબત્તીઓ.

કાળી ચાદરો અને
હૂંફાળા વાંસા, પ્રેમ અને
શરાબના સ્વાદને ફિસ્સો પાડી દેતા
સવારના સૂરજની સાથે
આપણને રંજાડવા માટે
તાજાં થતાં રાત્રિનાં સ્વપ્નો—
એ જ તો શરાબ.

ના, હું ક્યારેય શરાબ પીતી નથી
હવે—
અને મીણબત્તીનું સ્થાન તો દેવળમાં છે.

☐ અનુ. : જયવંતી દવે

અરણ્યે સારંગો, ગિરિકુહરમધ્યે મૃગપતિ
દિગન્તે હાથીઓ કમલ કરતાં વાસ વનમાં.
જિતાઈ વ્હાલીનાં દગ કટિ સ્તનો ને વદનથી
પ્રતિષ્ઠા ઝંખાતા સુજન મરતા કે હઠી જતા.

☐

☐

ભોળી કહે જસુમતી નિજ બાળને કે
"બેટા, તું બાળ હજી છેક જ સાવ નાનો
મૂકી જ દે મથનદંડ: ન મથી શકે તું."
ક્ષીરાબ્ધિમંથન તણી સ્મૃતિ જાગતાં ત્યાં
લાગ્યો જ હાસ્ય કરવા સુણી માતશબ્દો
વાંછા પૂરી તમ કરો વસુદેવપુત્ર.

☐

## કીમિયો ☐ હરીન્દ્ર દવે

અપેક્ષાના દ્વાર પર ઊગેલા
યાદના સૂરજને
આજે પણ વાદળોએ ગ્રસી લીધો.

રસ્તા પરનાં પારાવાર પગલાંઓએ
જે પગલાં ક્યારના ભૂંસી નાખ્યાં છે
અને હું આટલા અકબંધ જાળવીને બેઠો હોઈશ,
એની મને યે ક્યાં જાણ હતી?

એક અવાજ
જે ક્યારેક અહીં પથરાયો હતો
એ સિલિંગ ફેનથી વીંખાતી-પીંખાતી હવામાં
છિન્નભિન્ન થઈ છૂટાછવાયા ધ્વનિરૂપે રઝળે છે.

અગરબત્તીની રાખમાં સુગંધને ફંફોસી રહેલા જીવ,
'બજાર'માં જા,
કદાચ કોઈ કબીરની મશાલ મળે.
તો
સર્વસ્વને સળગાવી દેવાનો કીમિયો હાથ લાગે.

## યુવા વિધવાની સ્વગતોક્તિ ☐ હસમુખ રાવળ

કાંઠાના રણમાં
કંકણિયાં જળ હિલ્લોળાશે માની
પ્રાઈમસને પંપ આપતી રહું છું
આપતી જ રહું છું......
ચારપાંચ પીનો ઘોંચ્યા પછીના
ઘાસલેટિયા વાતાવરણમાં
ગુંગળાતાં ટેરવાં
ખાંડનો ડબ્બો ફંફોસી શકતાં નથી
ને તપેલીમાં
સાત - આઠ - નવ ... ચમચી ચા
પધરાવી દઉં છું.

રામજી મંદિરમાં તો જઈ શકી જ નથી.
એક વાર જન્માષ્ટમીના દિવસે
બાલકૃષ્ણજીના મંદિરમાં જઈ ચડેલી
ત્યાં દેવકી
વણપ્રસવેલા કૃષ્ણનાં
મરશિયાં ગાતી હતી
ને તરત જ હું ... ...
હવે માત્ર મહાકાળીના મંદિરે જાઉં છું.
તેમની રૌદ્ર મુષ્ટિમાં પકડાયેલ
માથામાંથી હજુય
મારું લોહી નીંગળે છે.

બપોરની સોય
મૌનનો દોરો લઈ
બ્લાઉઝના આંતરશીવામાં
તીણા પગલે સરકે જતી હોય છે
ત્યારે દૂર દૂર ખખડે છે
આંબાનાં તૂટેલાં પાન.
એક દિવસ મેં એક પાન મસળેલું.
ને લીલો કોકિલ
કેસરિયો ટહુકો ટહુકેલો,
પણ એમાં મારે શું?
હું તો મૂંગાં ટેરવાંથી
બ્લાઉઝ ટાંકતી રહુ છું.
પણ બ્લાઉઝ ટાંકવાથી
કે પાંદડાં ખરવાથી
ઓછો કંઈ આંબો ખરી પડે છે!

સાંજ પડે ને વાદળ ઘેરાય.
વાદળ ઘેરાય ને વીજળી ઝબકે.
ઝબક, ઝબક, ઝ...બ...ક,
ઝબકે પણ ત્રાટકે નહીં
ત્રાટકે તો માત્ર વરસાદ,
અગાસી તોડી નાખે એવો વરસાદ.
અગાસી તો ઘણું ય પલળે
પણ એથી કંઈ ઓછું અનાજ વવાય ?

આખી રાત બારણા પર
કાન અને આંખ ટીંગાડી રાખું છું.
પણ ભૂલો પડેલો
પવનેય હીંચકાનું સુખ આપતો નથી.
અટવાયેલી આંખો
શમણાનાં બોર પણ ચાખી શકતી નથી.
ત્યાં ભૂલભૂલમાં
બેડસ્વીચ ઑફ થઈ જાય છે
ને ઢોલિયાને સામે છેડે
લંબાયેલો મારો હાથ
ઈસ પર ફસડાઈ પડે છે...

## આવું જ છું.... □ ભાનુપ્રસાદ પંડ્યા

મારા ઘરની ભીંતને
ધૂળના મ્હેકતા ભિખરા સાંભર્યા છે,
વંડીના છજા પરના કાંટા વચ્ચે
શેઢાએ લીલાં ટોડિયાં કર્યાં છે!
નળિયાંએ જાડી ધારે લખેલા
સંદેશા લઈને શેરીએ
પાદરે ટરપરતા કિનારાઓને
ક્યારના આપી દીધા છે...

દૂર દૂરથી સરકતું સરકતું
ઘાસ મારી ખડકી સુધી આવીને
મારા ખબરઅંતર પૂછી રહ્યું છે...
મેદાનમાં ફૂલો ફેંક્યા હોય તેમ
આકાશમાં પાંખો વિખરાવા માંડી છે...
મારા ઉત્તરીયને હવે વધુ ન ખેંચ, સમીર!
ચાલો, હું આવું જ છું...



## આરપાર □ મનોહર ત્રિવેદી

એવું કશુંક હોય છે તથ્યોની આરપાર
મારા વિચાર સમ્ભવે શબ્દોની આરપાર

મારૂં તને મળવું છતાં કારણ મળે નહીં
ઘટના ઘટે શું કોઈ સન્દર્ભોની આરપાર?

આ પાણીઓનો વેગ મુલાયમ થઈ ગયો
એવી ઋજુતા કઈ ડૂબી વમળોની આરપાર?

ને શ્વાસ કાં ખેંચ્યા કરું છું હું સવાર-સાંજ?
જોતી હશે ક્યાં આંખ રહસ્યોની આરપાર?

દોસ્તો, મારી લાગણીનો અર્થ શો હશે?
તમને મળીને જોઉં છું અર્થોની આરપાર

અનુ.: જયવંતી દવે

'કુશળ છે પ્રિયા?'
'જીવે છે.'
'કુશળ પૂછું છું.'
'કહ્યું ને જીવે છે.'
'ફરી એનું એ જ?'
'તો શું મરી ગઈ એમ કહું
શ્વાસ લેતી હોય તો?'



પ્રાણેશ!
સુણો વિનતિ એક
રહજો દિવસો ત્યાંહીં જ અનેક
હવે નહીં
વસવા જેવો આ દેશ, અરે આ દેશ...
ચંદ્રના બાળે અહીં કિરણ.
કિરણ તો ક્રૂર થયાં હમેશ

## કોઈકના મૃત્યુ પ્રસંગે સાંભળેલી વાતચીત ☐ દિનેશ દલાલ

પૂર્વ દિશા એ નહિ, આ બાજુ.
જુઓ તો સૂરજ ક્યાં છે? બરોબર. આમનું માથું કરી સુવાડો.

○

જગા લીંપી?
સાફ કરી.
ચાલે ...
અહિંયાં ક્યાં બધું ...

○

તમે લોકો આમ રોકકળ ના કરો.
ચાલો, બોલો શ્રીકૃષ્ણ શરણં મમ ... શ્રીકૃષ્ણ ...

○

હજી ગંગાજળ જોઈએ તો મારે ત્યાં છે. લઈ આવું?

○

લાઈટનિંગ કોલ પણ લાગતો નથી. Line is dead

○

હજી ચાલીસી પણ પૂરી નો'તી કરી.
પણ બાઈ ભાગ્યશાળી. ચૂડી-ચાંદલા સાથે ગઈ.

○

સંભાળીને – હમણાં દીવો ઓલવાતે. બચી ગયો.

○

ના ભાઈ, મારાથી નહિ જોવાય.

○

નનામીના સામાનના પણ ભાવ વધ્યા હશે, નહિ?

○

લીલા લાકડાએ છેવટે તો બળી જશે.

○

નિકસન 'વૉટરગેટ'માંથી છૂટી જશે. બેટ મારો છો?
છૂટવા દો.

આજે સ્મશાન કેમ ખાલી છે?

o

વાર તો લાગે. પુરુષની છાતી ને સ્ત્રીની કમ્મર એમ ના બળે.

o

ઉપરવાળાનો તો બાપલા No જવાબ. He......is......is મોટો જાદુગર.
આપણી બધાની રાખ કરી મૂકશે ને તે પણ વાસણ માંજવાના
કામમાંયે નહિ આવે.

o

મૃત્યુ તો સાવ અલેલટપ્પુ છે. ગમે ત્યારે ટપકી પડે.
very true ભગુભાઈ. be prepared
હં... સીગરેટ પીશો?

□

ઘર-બંદર □ લીન શિલ્ડર □ જગદીશ જોષી

[અમેરિકન કવિતા]

અમારા સંબંધ માટે લોકોને કૌતુક છે.
લોકોનું કહેવું છે કે તેઓ માને છે કે સંબંધ સુંવાળો હશે.
હું પણ માનું છું સુંવાળો છે.
જોકે જાણવું મુશ્કેલ છે, ક્યારેય મેં એ રીતે
વિચાર્યું નથી.

કેન્ડલલાઈટમાં ડીનર્સ
અને ફક્કડ શરાબથી
કામ ચાલે છે
પણ,
નાંગરવા વિષે, ને
મારાં મૂળિયાં ઉખડી ન જવા પામે એ વિષે
બેફિકર થવા
મારે ક્યારેક ક્યારેક
મથામણ તો કરવી જ પડે છે.

## નિર્ગુણિયા ☐ કબીર

ભૂલે મન! સમજ કે લાદ લદનિયા.

ટાણ્ડા લાદ કહાં લે જૈહો?
આગે ગુલક બિરનિયા!
સૌદા કરે તો યહિ જુગ કર લે,
આગે હાટ ના બનિયા!

પાની પીએ તો રતન કુએંકા
આગે ઘાટ ન પનિયા!
કહે કબીર સુનો ભાઈ સાધો,
યહ પદ હ નિરબનિયા!

"હે ભૂલેલા મન! સમજીને બોજો લાદ!" આવો એનો શબ્દાર્થ થયો પણ લખેલું કબીરનું છે. એટલે માત્ર આટલેથી તો ન અટકે અને અટકે તોયે એનો કોઈ સફળ અર્થ ન થયો.

ભૂલેલું મન એટલે જેને સ્વરૂપનું વિસ્મરણ થયું છે તે. વાસ્તવિક રીતે સ્વ-રૂપનું જે વિસ્મરણ તે જ મનરૂપે મિથ્યા ભાસે છે. સ્વરૂપનું અનુસંધાન છૂટી ગયું, અનન્ય ભાવ મટી ગયો, એટલે ત્રૂટી થઈ અને એમ અન્ય થઈને દશ્યરૂપી બોજો લાદવામાં પ્રવૃત્ત જે વૃત્તિ તે જ મન. સમુદ્રથી તરંગ જુદો પડી ગયો તે. કબીર કહે છે કે સત્ય રીતે સમુદ્રથી તરંગ જુદો છે જ નહિ એટલે વિસ્મૃતિ કે સ્મૃતિમાં સમભાવ રાખીને જન્મ પામ—ઉપયોગી સર્જન કર અર્થાત્ સમજ અને સમજીને બોજો લાદ—કારણકે પોતે બાહ્યાકાર થયેલું છે અને ઇન્દ્રિયો દ્વારા વિષયોને ગ્રહણ કરે છે માટે બોજો લાદવાનો મનનો સ્વભાવ જ છે. એ સ્વભાવના ભાગત્યાગ વિના સફલતા માટે જ બોજો લાદવાનું કહેલું છે પરંતુ સમજીને એટલે વિષયોમાં તણાયા વિના, વિષયોપભોગમાં જે અનુભૂતિસ્વરૂપે અખંડ રહેલું છે તેનું અનુસંધાન કરતાં કરતાં બોજો લાદવો—અવિષય રહીને ભોગ ભોગવવા—એનું જ નામ સમજ.

આ એનો લક્ષ્યાર્થ થયો અને ખરું જોતાં આખા પદની આ જ ફલશ્રુતિ છે એટલે આપણી પરંપરા પ્રમાણે પદ જ્યાં આરંભ થયું ત્યાં જ એનો ઉપસંહાર પણ આવી ગયો. આગલી પંક્તિઓ કેવળ આનો વિસ્તાર જ છે.

"ટાંડા લાદ કહાં લે જૈહો? આગે મુલક બિરનિયા!" આ પોઠ લાદીને ક્યાં લઈ જશે? કારણકે આગળ તો વેરાન પ્રદેશ છે. એ બોજાને વણઝારાની પોઠની ઉપમા આપી છે, તે સૂચક છે. વણઝારાની પોઠ એક ઠેકાણે સ્થિર રહેતી નથી તેમ મનનો ચંચલ સ્વભાવ જાણીતો છે. અત્યારે આ બોજો ફેરવી લઉં પછી સમયસંયોગ મળતાં ઉપાસના કરી લઈશ એવું જો ધારતો હોય તો જાણ કે અહીંથી 'પછી' એવું કાંઈ છે જ નહિ. જે છે તે અહીં ને અત્યારે જ છે એટલે જ કહે છે કે "સૌદા કરે તો યહી જુગ કર લે, આગે હાટ ન બનિયા!" જે કાંઈ પ્રાપ્ત કરવું હોય તો તે 'યહી જુગ' એટલે આ જ જગ્યા એ—આ જ સ્થિતિમાં કરી લે. ચંચલતા—અસ્થિરતામાંથી સ્થિર બિન્દુ નિશ્ચિત-નિર્મિત કરીને ત્યાં જ અચલતા મેળવ કારણકે સ્થિતિ એ કાંઈ ભવિષ્યની કલ્પના નથી પણ પ્રગટ–પ્રત્યક્ષ છે. કલ્પનાનું બજાર તો કેવળ કલ્પનામાં જ રહેશે. ત્યાં કાંઈ જ નથી. જે છે તે અહીં જ છે.

"પાની પીઓ તો રતન કુએં કા, આગે ઘાટ ન પનિયા!" આ પંક્તિમાં આ કાવ્યનો મૂળ હેતુ છે, પદનો જીવ છે. મન કેમ ભૂલ્યું? સ્વરૂપનું વિસ્મરણ શાથી થયું? તો કહે છે, કે રસાસ્વાદને લીધે. જે પૂર્ણ છે તેને પૂર્ણતા માણવાનો રસ લાગ્યો. જે પોતે જ આનંદસ્વરૂપ છે તેને આનંદનો અનુભવ કરવાનું મન થયું. એટલે જ વિસ્મરણ થયું કે કર્યું. ત્રૂટી—ભૂલ હમેશાં સુખ ભોગવવાની ઇચ્છામાંથી જ થાય છે પરંતુ પોતે જ પૂર્ણરૂપે—આનંદરૂપે હોવાથી બહારના મિથ્યા ક્ષણિક વિષયોમાંથી તો દુઃખ અને શોક જ પ્રાપ્ત થયાં. એટલે જ કહે છે કે આંતર દૃષ્ટિ કર અને ત્યાં જે રત્નો ભરેલો–ખુદ રત્નરૂપ કૂવો છે તેમાંથી જ રસ માણ કારણકે रसो वै सः આના સિવાય આગળ કોઈ ઘાટ કે પાણી છે જ નહિ, માત્ર નાશવંત અને મિથ્યા કલ્પના છે—ત્યાં તને રસની તૃપ્તિ થવાની જ નથી.

"કહે કબીર સુનો ભાઈ સાધો, યહ પદ હૈ નિરબનિયા!" સમસ્થિતિરૂપ સાધનસંપન્ન ઓ પ્રિય બંધુઓ! જે પદ વિશે હું કહેવા માંગું છું તે વાણીથી પર છે, અર્થાત્ એ માત્ર મૌનથી જ સમજી શકાય એવું છે માટે હવે પછી હું બોલતો બંધ થાઉં છું. આ પંક્તિ પદની છેલ્લી પંક્તિ છે એટલે જે નિર્વાણપદની સ્થિતિ છે, એ પંક્તિ પછીની જ છે અને કબીરસાહેબનું ખરેખરું પદ હવે જ શરૂ થાય છે.

## અર્થશાસ્ત્ર □ વિપિન પરીખ

કોઈએ મને પૂછ્યું: આ જીવનનો અર્થ શો છે?
મેં કહ્યું: મને ખબર નથી

મને ખબર નથી આ સૂરજમુખીનું ફૂલ
રોજ સવારે શી રીતે હસી શકતું હશે
અને કોયલ શી રીતે લાલ કરી મૂકતી હશે વસંતને
પોતાના ટહુકાથી વરસે વરસે?

મને ખબર નથી વારે વારે પડી જવા છતાં
શિશુ શા માટે આટલો બધો આગ્રહ રાખે છે
પોતાનાં પગલાં પાડવાનો?
ને કદમ્બના વૃક્ષ નીચે બેઠેલા પ્રેમીઓની હથેલીને
મધુર વાચા શી રીતે ફૂટતી હશે?
–મને ખબર નથી

પણ
જ્યારે
ફૂલો શહેરમાં વસવા આવશે કાયમ માટે
ને કોકિલા જ્યારે બેંકમાં દસથી છ
સર્વિસ કરશે અને
આકાશ જ્યારે નીચે નમી નમીને
૨૬મા માળની અગાશીને પ્રેમ કરશે
ત્યારે હું પણ પૂછીશ:
આ બધાનો અર્થ શો છે?

અનુ. જશવંતી દવે

પ્રવાસે પળતાં પિયુએ કહ્યું:
"પ્રિયે! તો જાઉં હું?"
ત્યાં તો,
ગોરીના કંઠે
આગળ નીકળી જવા માટે
વાણી અને પ્રાણતણી
જામી ગઈ સ્પર્ધા.

નોંધ :–

શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો શ્રી મનસુખલાલ ઝવેરીએ કરેલો અનુવાદ હવેથી અહીં રજૂ કરતાં નથી કારણકે ટૂંક સમયમાં સોમૈયા પબ્લિકેશન્સ તરફથી તે પ્રકટ થનાર છે.

–તંત્રી

## સ્વપ્નનગર ☐ હેરી માર્ટિનસન ☐ ડબલ્યુ. એચ. ઑડેન તથા લીફ શૅાબર્ગ ☐ નીરવ મહેતા

તેના નકશાઓ બતાવે છે તે કરતાં આ સ્વપ્નનગર તદ્દન જુદું દેખાય છે,
દાખલા તરીકે, આ પૂલ :
સવાર અને સાંજનાં ધુમ્મસોથી અને સૂર્યના તડકાથી રંગાયેલો,
એટલો હળવો, અને એટલો સોંઘો.
સ્વપ્ન-સામગ્રીમાંથી, સૂર્યપ્રકાશનાં કિરણોથી બંધાયાં છે ઘરો.
એના સ્વપ્ન-રસોડામાં તમને ખપ છે માત્ર સ્વપ્નનો.
ટ્રાફિકને અંકુશમાં રાખે છે સાબુના મોટા પરપોટાઓ
જે કોઈને કશું નુકસાન કર્યા વગર આવતા સાથે જ ફૂટી જાય છે
અને તાજા પરપોટા આવી જ પહોંચે છે.
રસ્તાઓ પાણીના બનેલા છે, સ્ફટિકનિર્મલ
અને માણસ જાણે છે પાણી પર ચાલવાની કલા.
વધુમાં, પાણી પરની તેઓની ગતિ ખૂબ જ સુંદર લાગે છે,
અને
બધી જ સ્ત્રીઓની ગતિ વધુ આહ્‌લાદક
દિવસ-સ્વપ્નીલની નિશ્ચિત તરતી ગતિ.
સ્વપ્નરસોડામાં વાગે છે સ્વપ્ન-ઘડિયાળ
શહેરને કોઈ નક્કર વિભાગો નથી, ન અગવડ ઊભી કરતી પાઈપો.
ન તારો, ન રકાબીઓ.
તમે ત્યાં માત્ર બેસી શકો અને શહેરને પોતાનું સંભાળી લેવા દો.

## રાત્રિ ☐ ફેલોરિટ ☐ અનુવાદક : નલિન રાવલ

હે પ્રભુ!
હવે હું આકાશના તારકગીતનો મર્મ સમજી શકું છું
તીક્ષ્ણ હીરાસમી લેખિનીઓથી આલેખી રહ્યા છે તારકો
મારે કાજ
હવે
હું
સ્થિર નેત્રે, નિરવ મને, એકાગ્ર ચિત્તે
પવનપત્રો પર સરતા અક્ષરોને
સાંભળું છું
રાત્રિમાં આ શબ્દો કેવા ઝગી રહ્યા છે!
મારા હૃદયમાં પણ આ શબ્દો... આ વાણી કેવી પ્રકાશી રહી છે!

મારા સ્વપ્નાંને ઉજાળતી
મારી તૃષ્ણાને પ્રજાળતી
તારી વાણીની પાવકજ્વાળા તે અગોચર પ્રદેશો પાર કરી
ધસી રહી છે મારા મનની ભીતર
અને મારા આત્માને સંમાર્જી રહી છે વાર વાર
આ તારકવાણી મારા મનને કયાં લઈ જાય છે?
કઈ આંતરિક સ્થિતિમાં લાવી મૂકે છે?
કયા આનંદનો સ્પર્શ કરાવે છે?
કયા ઊર્ધ્વ-ભવ્ય-મુદામય ગગનમાં વિહરાવે છે?
કેવો મન-હૃદયને થનગનાવી મૂકે તેવો આનંદ
જાણે ભૂમિ પર પાંખ થનગનાવતું બેઠેલું પતંગિયું
ભૂમિ પર
ધસતો આ સ્વર્ગીય સ્વર તૃષ્ણાના દ્વારે કેવો
ફસડાય છે
તે સ્વર
આત્મામાં ધસવા કેવો તરફડે છે!
પવન પર પાંખો પસારતું
તીરની જેમ ધસતું

તારકોનું આ તેજપંખી પ્રભુના પ્રેમવહ્નિને લઈ
મન-હૃદયને છેદતું આત્મામાં પ્રવેશે છે.
સર્વસ્વ હવે દૃષ્ટિપાર
માત્ર તું જ હવે મારા અંતરતમમાં
હવે તું જ મારી કને
પામું તને તારી વાણીને
જે
વહી રહે ગગનના તારલાઓમાંથી



□ પ્રિયકાન્ત મણિયાર

ગરમ ગરમ ચાની છાલક
કપડાં પર પડે ને (ધોવાઈ નહીં તો)
ડાઘો રહી જાય –
આટલો ધગધગતો સૂર્ય મારા ઉપર ઢોળાય
પણ મારી આછીપાતળી આવી ચામડીમાં
ફોલ્લોય ન ઊઠે,
ચારે કોર તો
કપિના કૂદકાવાળી
હિલ્લોલાતી – હડૂડાતી હવા
ત્હોય અચેતન, નિષ્ક્રિય હું;
મારાં ઘર સામે પોતાના પોદળા જેવી
બેઠી – બાંધી ભેંસો,
ટાંકામાં ગઈ કાલોના કહોવાયેલા વાસી પાણીથી
ભરબપોરે ગૃહિણી કપડાંને ધોતી
ધોકેણે ધોકેણે, ત્યારે મગજમાં માંડ
લખ્યું, રાખ્યું નીરવનું કાવ્ય
તેને ય તે ધોકાવે ધોકેણે ધોકે,
ત્યારે જાગી જઈને જોઉં
પિતા મૃત્યુ પામેલા એ જ પલંગમાં
મને ય ઘડીભર ઊંઘ આવી ગઈ હતી.

□ અનુ. : જશવંતી દવે

શંખ જેવું હાસ્ય
અને અશ્વ જેવા નિતમ્બ
અને સાથળ તો રંભા,
હૃદય તે ગેંદ
અને ભ્રૂકુટિ તો જાણે ગેઈ
ધનુષ્યની રેખા.
દર્શન તો આસવનો કેફ કેફ કેફ
વદન તો પૂર્ણશશી
અધર તે સુધા-લતા
મણિ જેવા દંત
અને કાન્તિ મહીં લક્ષ્મી સમી
ગજગતિ નિત રહી
પરિમલે પારિજાત મ્હેક મ્હેક મ્હેક
કામધેનુ સમી
તારી વાણી વહી રહી અહીં
કાલકૂટે ભર્યાં
તારા નેત્રતણાં કટાક્ષોની મળી ગઈ ભેટ.
મૂરખાઓ મથી મથી
સાગરને મથી ગયા
અમથી આ શાને કરી સુંદરી! હે વેઠ.

## એક પત્ર □ પ્રબોધ જોશી

જૂનાં વિશેષણોની
રેકર્ડ મારી આસપાસ સમડીની જેમ
ચકરાવા લેવા માંડે છે.
હું તને પત્ર લખવા કરું છું –
તે પાંચ–સાત વર્ષ પહેલાંની વાક્યરચનઓ
ટપકી પડે છે
ત્યારે જૂને ઘેર
ધૂંધળા અરીસામાં
મારા દીદાર જોઈ રહ્યો હોઉં એમ લાગે છે
શબ્દોના ઉંદરો મારી પાછળ પડ્યા છે
અને હું આ વિશાળ રૂમમાં
લાઈટ કર્યા વિના હજુ સુધી પડ્યો છું
આ અડધા ખોલેલા બિસ્તર પર –
આજની મારી પ્રવૃત્તિ વિશે લખવું જોઈએ.

મિત્રો સન-સેટ જોવા ગયા
ત્યારથી આ રૂમમાં,
આ હીલ-સ્ટેશન વિશે
હનીમૂન કરવા આવેલા કબૂતર-યુગલને
જોતો રહ્યો છું.
એમના થાકી જવા સાથે
મારામાં પણ કદાચ થાક ફરી વળ્યો હોય.

હજુ ય આ લાઈટનું મૌન હોવું ગમે છે.
આછા અંધારામાં –
સૂરજ પાછે પગલે બારસાખ કને પહોંચ્યો છે.
ત્યારે એક અક્ષર ઉપર બીજો અક્ષર
ગોઠવાઈ જાય

તો સંતોષ મળતો હશે કદાચ.

એક અક્ષર તારો ને એક મારો –

(યાદ છે આપણે ડિક્સનેરીમાંથી
રમતાં હતાં તે રમત?)
– તે રમત ફરી શરૂ થઈ હોય
એવું લાગે છે.
હવે કંટાળો આવે છે.
– ને યાદ આવે છે
ડિક્સનેરીમાં ભૂતકૃદંતની
સાથોસાથ
તારું - મારું નામ લખીને
તેં કરેલો વ્યાકરણદોષ
હજુ... ...
– તો અટકું?

## અહીં હું આ કરી રહ્યો છું ☐ લિયોનાર્ડ કોહેન ☐ જગદીશ જોષી

[ કેનેડિયન કવિતા ]

દુનિયાએ જુઠાણું હાંક્યું હોય તો મને ખબર નથી
મેં હાંક્યું છે
દુનિયાએ પ્રેમ સામે કાવતરાં કર્યાં હોય તો મને ખબર નથી
મેં કાવતરાં કર્યાં છે
જુલ્મના વાતાવરણમાં ચેન ક્યાંય નથી
મેં જુલ્મો કર્યા છે
વાદળના ગીચોગીચ ખટકલા વગર પણ
મેં તો ધિક્કાર કર્યો જ હોત.

સાંભળી લ્યો:
મૃત્યું જેવું કંઈ ન હોત તો પણ
મેં તો જે કૈં કર્યું ... એ જ કર્યું હોત
કોઈ દારૂડિયાની માફક
હકીકતના ઠંડા નળ નીચે
મને નહીં ધરી રાખી શકો
એ સર્વસામાન્ય બહાનું મને ખપતું નથી.

રાત્રે પસાર કરી ગયેલા ખાલી ટેલિફોન-બૂથની જેમ,
સીનેગૃહમાંથી બહાર નીકળતાં નીકળતાં, સંતલસ કરી લેવા માટે,
છેક છેલ્લી પળે યાદ આવી જતાં લૉબીના અરીસાઓ જેમ,
સેંકડોને વિચિત્ર બંધુભાવે સાંકળતી કોઈ નિમ્ફોમેનિઍકની જેમ,
હું પ્રતિક્ષા કરી રહ્યો છું—
તમારામાંનો પ્રત્યેક... એકરાર કરે તેની.

જિન્દગી! ન્હોતી ખબર કે માત્ર તું તો છે ગણિત!
—મનસુખલાલ ઝવેરી

વર્ષ ૬ : અંક : ૬, ઑગસ્ટ, ૧૯૭૩

સળંગ અંક: ૩૬

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

દ્વૈમાસિક





**સૂચનાઓ :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :** દેશમાં રૂપિયા છ, પરદેશમાં નવ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક :** ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

આ ફાટક કને

આગગાડીના ડબ્બાઓ જેવું
કશુંક પસાર થતું રહ્યું છે ક્યારનું
ક્યા...રનું કોલસાના કણા જેવું
આ ફાટક ખૂંચી રહ્યું છે.
અહીં ઊભેલા—
કોઈ સાયકલ-સવારને તમે
સિગરેટ સળગાવી આપો
એ પ્હેલાં પૂછો કે 'ભાઈ! તેં
કેટલા મુલકની સફર ખેડી છે?'
ક્યારેક સ્થિર થઈ જતી
એની આંખોમાં
તમે—
ખાલીપાની હોડી લઈ ખાલીપાના
પૂર મહીં તર્યે જતો... કોઈ કદી
જુઓ તો—
પૂછજો કે 'ભાઈ! આને તું
ક્યાં મળ્યો હતો?'
કદાચ એ કોઈ ગંભીર વાત
શરૂ કરવાનો હોય એવી
મુખમુદ્રા કરી...'આજથી વીસેક
વર્ષ પ્હેલાં!'—ની કોઈ વાત
કરે તો તમે શાંતિથી સાંભળી રહેજો
એની વાતમાં કંઈ કહેવાપણું હોય કદાચ.

૨૪ ડિસે. '૭૨
અ'વાદ.

પ્રબોધ ભટ્ટ

KAVITA Regd.No R.N. 16800/67

If you ask your mother for one fried egg for breakfast and she gives you two fried eggs and you eat both of them, who is better in arithmetic, you or your mother?

(Carl Sandburg)

